॥ श्री जैन धर्म जयति ॥

બારેજાવાળા યતિ ઋખભવિજયજી

કૃત.

# વચ્છરાજનો રાસ.

( ચતુર્થ ખંડ—૭૫ ઢાળો સંયુક્ત )

પ્રગટ કરનાર.

શ્રી જૈન બાળ જ્ઞાનોદય સભા તરફથી

વાડીલાલ વિ. ચોવટ ભદારા લીંબડીવાળા.

મુ૦ બારેજા. પો. દસક્રોઇ.



આવૃત્તી પહેલી.

અમદાવાદ—"આર્યોદય" પ્રેસમાં છાપ્યું.

સંવત ૧૯૪૭. સન ૧૮૯૧

મુલ્ય રૂ ૦—૮—૦ આઠ આના.

આ પુસ્તક સન ૧૮૬૭ના ૨૫ મા આક્ટ મુજબ રજીસ્ટર કરાવી સર્વ હક ગ્રં-
થકર્તાએ પોતાને સ્વાધીન રાખ્યા છે માટે રજા સિવાય કોઇએ છાપવું
અગર છપાવવું નહીં, તેમ આ પુસ્તક ઉપરથી કોઇએ નાટક બનાવવું અગર
છપાવવું છાપવું નહીં.

# अर्पण पत्रीका.

## હરિગીત છંદ.

અર્પણ કરૂંછું ગ્રંથ પંડીતનો રચેલો નેહથી,
શ્રી જૈનધર્મ પ્રસાર મંડળ તે સ્વિકારો સ્નેહથી;
છે ગ્રસ્થ લાયક તે સભાગાં ધર્મ કાર્ય કરે સદા,
શ્રી જૈનધર્મ પ્રસાર મંડળ વિજય વર્તો સર્વદા. ૧
વીદ્દવાનને ગુણવાન ધર્મ પ્રવિણ છે શુભ મંડળી,
પ્રખ્યાત હિંદુસ્તાન થઇ જ્યાં ત્યાં પ્રતીષ્ટા બહુ મળી;
ગૂણ રકત થઇ લઘુ ગ્રંથ અર્પું લોભ લાલચ નહીં કદા,
શ્રી જૈનધર્મ પ્રસાર મંડળ, વિજય વર્તો સર્વદા. ૨
છે અધિક રચના ગ્રંથમાં, ભરપુર રસથી જે ભર્યો,
કર્તા રિખવ કવિરાજ જેણે રાસ બારેજે કર્યો;
તે રાસ ભણતાં થાય શુભ કલ્યાણ ટાળે આપદા,
શ્રી જૈનધર્મ પ્રસાર મંડળ વિજય વર્તો સર્વદા. ૩

સંવત ૧૯૪૭
સન ૧૮૯૧
મુ૦ બારેજા.

લી૦ આપનો સ્વધર્મ સ્નેહી શેવક.

**વાડીલાલ વિ. ઓઘડ વ્હોરા.**

# નોટીસ.

વાંચો! વાંચો! વાંચો! વાંચો!




આ પુસ્તક મેં આપ્યું છે.

( સહી. )

લીંબડીવાળા. મુ૦ બારેજા.

—o—

॥ श्री ॥

॥ रीखवविजयजीकृत. ॥

# વચ્છરાજનો રાસ.

## श्री सरस्वतैनमः

## श्री श्री श्री गौतमायनमः

॥ दुहा. ॥

શ્રી સુહંકર આદીદેવ, યુગલ ધરમ હરનાર;
વીમલ અમલ અગોચરૂ, અજર અમર નીરધાર. १
તે જીનને પ્રણીપત કરી, શ્રી શ્રુત દેવી તેમ;
સબ્દ અસ્ખલીતા નવી હુએ, જાડય તિમીર પુખ જેમ. २
અરીહા ભાવે પુજીએ, મેલે પુન્ય સમુદાય;
અલીક વિઘન સવી દૂર કરે, અભ્રમરૂતને ન્યાય. ३
પુજા ઉપર વચ્છરાજનો, ભાખીશું અધિકાર;
કીણ વિમસેં સુખ દુઃખ લહયો, કીમ કીધો ભવપાર. ४
રસીયા કરણો ચુંપસું, મૃગલા વેણુને રીત;
વકતા શ્રોતા ઉપજે, માંહો માંહે પ્રીત. ५
સદલ કમલ રેફજયું રમે, રસીયા તે કહેવાય;
શું જાણે ગુણ રાંકમાં, સુકું લાકડ ખાય. ६
અતિ વિકસીત લોચન કરી, વિકસીત વદન ન લીન;
તે જીવ્યાઘાતને સાંભળો, રસીયા રસ લયલીન. ७

॥ઢાળ ૧ લી॥ દેશી॥ ચોપાઇની.

જંબુદ્વીપના ભરત મઝાર, ક્ષિતિપ્રતિષ્ટ નગર ઉદાર;
ગામતણો બહુ દીસે વાસ, ગઢમઢ મંદિર તુંગ અવાસ. १
ઈભ્ય આદે વસે વરણ અઢાર, કોણ નવી પામે લખમીપાર;
તેહ નયરની શોભા જોઇ, સુરનગરી તે નાઠે ગઈ. २

તે પુર દેખી પામે સંક, કર્યો નિવાસ સમુદ્રે લંક;
દંડ નિતિ નવી સમજે કદા, દંડ પતાકા દેહરે સદા. ૩
બંધનતો માલીને ઘરે, પુન્ય પ્રમાણે સહુ સુખ કરે;
પરદારા ભગની સમ ગણે, સહુ ઘર દીસે બહુલે ધણે. ૪
જૈનાલય પ્રૌઢા પ્રાસાદ, શોહે મયાનસું કરતાં વાદ;
પૌષધશાળા બહુ પુન્ય ઠામ, ઇણીપરે શોહે સુંદીર ગામ. ૫
તીહાં વૈરસિંહ નૃપતી નીલો, પ્રજા પાલણ ગુણ છે ભલો;
ન્યાયે વિસાર્યા રાજારાગ, અનમી પણ કરતાં પ્રણામ. ૬
તસ રાણી કુસીલ હારણી, ગુણવંતી નામે ધારણી;
દંપતિ સુખ વિલસે બહુ પ્રેમ, હોગ દુઃખ સુરવરને જેમ. ૭
એક દિન સુતેસા કામની, સ્વપ્ન દેખે છે યામની;
સુરપતિ દીઠો જાતે પુર, જાગી ધારણી તે સસનુર. ૮
પુલકાતાંગ જ્યું મેઘમાલતી, પિયુ કને આવે ચાલતી;
કરજોડીને વિનવે સ્રીએ, સાંભળ પતિ દેવાનુ પ્રીએ. ૯
સ્વપ્ને દીઠો મેં હરી અવતાર, શું ફળ હોશે મુજ મનોહાર;
તે નિસુણી હરખ્યો ભરથાર, બોલ્યો શાસ્રનો લહીએ વિચાર. ૧૦
પુત્ર હોશે તુજ મોહ રૂપને, સુણીએ લલનાં એહ સ્વપ્ને;
પુન્ય નમી ધારણી આવી આગાર, દેવગુરૂ સમરંતી સાર. ૧૧
નીજ જીવીતને ગણતી ધન્ય, ગર્ભને પોસે દાસી વચન;
એમ નવ માસને વોલ્યા જીસે, જનમ્યો સુત નિરદોષી દીસે ૧૨
દેવ સ્વપ્ન અનુસારે સહી, દેવરાજ નામ દીધું મન ગહી;
અનુક્રમે વાધે બીજ શશિકલા, રાજકુંવર રૂપે નિરમળા. ૧૩
એક દિન વળી ધારણી રાગની, ફરી સ્વપ્ન દેખે યામની;
સ્વેત કુંબુ જ્યું રૂપા રાસ, પુષ્ટ સરીરે ધોરી ખાસ. ૧૪
દેખી જાગી પ્રાતરૂ છાય, વળી નીજ પતિને સમીપે જાય;
પુછ્યું સ્વપ્નતણું ફળયદા, વૈરસિંહ રાય બોલ્યા તદા. ૧૫
એ સ્વપ્ને સુત વૃખભ સમાન, રાય નમાવસે જે અભીમાન;
નિશુણી રાણી ભરતા વાણ, ગર્ભ રયણ પાળે ગુણખાણ. ૧૬
શ્રીશ્રી કુમર વચ્છરાયને રાસ, ઢાળ એ ભાખી પ્રથમ ઉલ્લાસ;
કવિ રીખવ ભાખે એમ ગુણી, સાંભળો વાત હજી આઘી ઘણી. ૧૭

---

## ॥ દુહો. ॥

પુર્ણું માસે સુત જનમીઓ, જન્મોચ્છવ કરે રાય;
નગરી જનસહુ હરખીયાં, મંગળગીત ગવાય. ૧
સજ્જન પોખી બોલીઓ, એ સુત ઉપન્યો ઉધાન;
ધોરી સ્વપ્નથી એહનું, વચ્છ કુમર અભીધાન. ૨
અનુક્રમે વધતે થકે, થઇ આઠ વર્ષની જામ;
ચાતુર અધ્યારૂ કહે, ભણવા સોંપ્યા તામ. ૩
સકળ કળા રાકા શશિ, લખીત ગણીતમાં પુર;
શબ્દ સાસ્ત્ર ગીત નૃત્યમાં, પૂરણાં શ્રુ જ્યું સૂર. ૪
અધ્યારૂ સંતોશીઓ, દાનમાને અભીરામ;
ખેલાવે કેંકાણને, જ્યું ગોકળ મેં સ્યામ. ૫
એક દિન વૈરસિંહ રાયને, ઉપનો દાઘનો રોગ;
સજ્જન પુરંધ્રી દુખ ઘણું, પુરજન પામ્યા શોક. ૬
સામંત મંત્રિ વિનવે, કેને દેશું રાજ;
દેવરાજ વરસેં વડો, ગુણવડો વચ્છરાજ. ૭

## ॥ઢાળ ૨ જી॥ દેશી ॥ આજ હજારી ઢોલો પ્રાહુણો.

મૃતકારજ કરી રાયના, રોતે સઘળો તસ પરીવાર વાલમ મારાહે;
આણ ફેરવી દેવરાજની, ક્ષિતિપ્રતીષ્ટા નગર મોઝાર. વાલમ મારાહે.
કર્મ તણી ગતી એહવી—આંકણી.

પદવી દીધી વચ્છરાજને, યુવરાજ તણી નીજ ભાત. વાલમ૦
લોકીક સહુ મન થીર થયાં, સુખ વીલસે નવનવ ભાત. વા૦ ક૦ ૨
તવ પક્ષકારી દેવરાજનો, મંત્રિ આવીને વિનવે એમ; વાલમ૦
કાઢો કુમર વચ્છરાજને, નિતિ સાસ્ત્ર સંભાળો ન કેમ. વાલમ૦ ક૦ ૩
કોમલોર પીરી પુછે દીઓ, જુઓ *હંસતણો દ્રષ્ટાંત. વાલમ૦
સાંભળી સચીવના મુખ થકી, દેવરાજ તે સદહે વાત. વા૦ ક૦ ૪

---

*યત:— तदस्मीन हते स्वस्य, नो पेक्षा युजते खलु;
कोमलो पीरीं पुछेद्यो, व्यार्धा बहुधी शालीना १.
तथा पंचाख्याने.
श्राव्यं वाक्यंहीं वृधाना, ते वृधा जे बहु श्रुता;

નૃપે તામ તેડાવ્યો ચેત્રિધરો. કહી મોકલ્યો વચ્છ આસન; વાલમ૦
ચેત્રીધર જઇ વિનવે, દેવરાજનું એહ વચન. વાલમ૦ કર્મ૦ ૫
જાઓ એ નગરને મેલીને, જો જીવીતની રાખો ચાહ; વાલમ૦
તો એહ સિંધુરે દેશમે નવીરે' શો તમે ઉભા ક્યાંહ. વાલમ૦ કર્મ. ૬
વયણ શુણી વચ્છરાજ તે, દુહવાણો ઘણું નૃપ બાળ; વાલમ૦
તે જીતે ન સહે તાજણો, કાંઇ તે ઉઠયો તત્કાળ. વાલમ૦ કર્મ. ૭
જઇ પ્રણમ્યો નીજ માતને, કહયો મુખથી સઘળો વિચાર; વાલમ૦
સાંભળી રાણી ધારણી, આંખે છુટી આંસુડાની ધાર. વાલમ૦ કર્મ. ૮
દુઃખ મ આણજ્યો માતજી, કહે વચ્છ રહો સુખે ગેહ; વાલમ૦
આંહીં પણ સુત દેવરાજ છે, તુમ ભકિત કરશે તેહ. વાલમ૦ કર્મ. ૯
ધારણીવચ્છને એમ ભણે, હુંતો આવીશ તાહરી સાથ; વાલમ૦
વિમળા જે ભગની માહરી, લઇ તેને પણ સંગાથ. વાલમ૦ કર્મ. ૧૦
ઘણું ઘણું વારે તેહને, નવી માને કહ્યું તે લગાર; વાલમ૦
સાથે લઇ માત માસીને, આવી કીધો ભાત જુહાર. વાલમ૦ કર્મ. ૧૧
લહી અનુમત ચાલ્યા વહી, દેવરાજને હુઓ કરાર; વાલમ૦
નાપી માતાને કાંઇ પાલખી, નવી દીધો ભાઇને તોખાર. વા૦ કર્મ. ૧૨

---

## हंस युथवने बधः वृधा बुध्या विमोचीत. २

એક વનમાં મોટો નીગ્રોધ છે. તે ઉપર ઘણા હંસ આવી સુએછે ત્યારે એક દીવસે ખાટ ખટંબડાનો વેલો તળે ઉગ્યો છે તે દેખીને વૃધ હંસ નાના હંસને કહેછે કે આ વેલો સુકુ માળ છે માટે ચાંચથી તોડી નાખો. મોટો થશે એટલે નહીં તુટે, અને એ વેલાથી આપણું મર્ણ થશે. એ સાંભળી તરૂણ બોલ્યા જે વૃધ થયોછે પણ મર્ણ ઇચ્છતો નથી. એમ કહી માન્યું નહીં એટલે તે દિવસથી વૃધ હંશ જુદે તરૂવર જઇ બેઠો. હવે વેલો વધીને પારધીને ચડવા જેવાં પગથીઆં થયાં. એકાદ સમે હીંસકે આવીને પાસ નાંખ્યો. પાસમાં સર્વ તરૂણ હંસ ભરાયા. તે જોઇ વૃધ બોલ્યો અરે જીવ્યાનો એક ઉપાયછે. કે હીંસક આવે ત્યારે મરણીયા થઇ પડજ્યો, પછી હું કહીશ જે जह पलाम जीवर्ता એટલે ઉડજ્યો. એમ સાંભળી માન્યું. પછી હીંસકે ભોંય નાખ્યા એટલે વૃધ બોલ્યાથી ઉડી ગયા અને જીવ્યા માટે સુકુમાલ છેધ્યો હોત તો દુઃખનું બંધન થાત નહીં તેમ તમે પણ સુકુમાલ જે નાનો ભાઇછે તેને કહાડો. નહીં કહાડો તો પછી વિમાસશો. મોટો થએ માનશે નહીં એમ મંત્રી દેવરાજને કહેછે.

હાકાર થયો તે નગરમાં, હવે હુઇએ નગરી અનાથ. વાલમ૦
એક ન શોહે દીપકવિના, જેમ દિવસ વિના દિનાનાથ. વા૦ કર્મ. ૧૩
શું શશીહર વિના યામની, શું તરૂવર પત્ર વગેક; વાલમ૦
નીર વીણુ શું સરિતા વહે, એમ બોલતે લોક અનેક. વા૦ કર્મ. ૧૪
અનુક્રમે આવ્યા પૂર બારણે, ચાલ્યા ત્રણે જણ શુદ્ધવાટ. વાલમ૦
શિરપર દિનકર જલહલે, જુઓ! જુઓ! કરમના ઘાટ. વા૦ કર્મ. ૧૫
કરમેજ રાએ મારીઓ, કાંઇ યાદવરાય કુમાર; વાલમ૦
કરમે પાંડવ હારીયા, ફરીયા મહીયલ વર્ષ તે બાર. વા૦ કર્મ. ૧૬
હરીચંદ ડુંબતણે ઘરે, શિર વહીયું કરમ શુંવાર; વાલમ૦
શ્રેણીક કાષ્ટને પાંજરે, ઘાલ્યો કૌણીકે તે નિરધાર. વા૦ કર્મ. ૧૭
કુબેર દત્ત નીજ માયને, ભોગવી બાગનીને તેહ; વાલમ૦
સનતકુમાર ખીણુ એકમાં, મહારોગ પામ્યો નીજદેહ. વા૦ કર્મ. ૧૮
દશરથ રાયના દીકરા, સૌમંત્રી અને વળી રામ; વાલમ૦
કરમેરે યાનકી અપહરી, દશકંધર ટાળ્યો ઠામ. વાલમ૦ કર્મ. ૧૯
કરમેરે નળ થયો કુબડો, કાપ્યા કળાવતીના હાથ; વાલમ૦
કરમે ગુણાવળીનો પતિ, પડીઓ તે નટવીને સાથ. વાલ૦ કર્મ. ૨૦
શ્રી શ્રી કુમર વચ્છરાયના, કાંઇ રાસની દુજીએ ઢાળ; વાલમ૦
રીખવવિજય એમ ઉચરે, વળી સાંભળો બાળ ગોપાળ. વા૦ ક. ૨૧

## ॥ દુહો. ॥

એમ શુદ્ધ પંથે ચાલતાં, લેતાં તરૂ વિસરામ;
વનવાડી વિલોકતે, ફરતાં ગામો ગામ. ૧
મહીયલ બહુ લંઘીતદા, માયને કહે વચ્છ એમ;
ચાલો માસી ઉતાવળાં, આવી અવંતી સેમ. ૨
પાણી પીતે બેસતે, શની ચાલતે તેહ;
આવ્યાં અવંતી બાગળે, દીઠા સુંદર ગેહ. ૩
થાક ઉતારણ કારણે, બેઠાં તરૂવર હેઠ;
પુછે વચ્છ તે લોકને, અહીં કુણ રાયવરેઠ. ૪
તેહ કહે પંથી શૃણો, માલવ નામે દેશ;
મધ્ય ઉજેણુ એ નગરમાં, તપે જીતારી નરેશ. ૫
નરવાણી શ્રવણે લહી, બેન પતિ એ મુજ.

ધારણી સમયને પામી, રાખ્યું સગપણ ગુપ્ત. ૬
વળતી કહે વચ્છ પુત્રને, જઇ શોધો ઘર આંહ્ય;
વયણ સૂણીને આવીયો, કુમર તે નયરી માંહ્ય. ૭

## ॥ઢાળ ૩ જી.॥દેશી॥ ઘોડીતે આઇ થારા દેશમેં મારૂની

ચોરાસી ચોટાં દેખતો સાજનજી, કરતાં વેપારી વહેપારહો ગુણવંતા
સાહજી અવધારીએ સાજનજી. આંકણી
મારગ સીદ્ધ ચાલતાં સાજનજી, દીઠો શેઠ ઉદારહો. ગુણવંતા૦ ૧
શાંન્ત મુદ્રા શિરોમણી સાજનજી, સોમદત્ત શ્રીમંતહો; ગુણવંતા૦
બે કર જોડી તેહને સાજનજી, વચ્છકુમર તે વંદતહો. ગુણવંતા૦ ૨
તાતજી પરદેશી અમે સાજનજી, આવ્યાં ત્રણ મનુષ્યહો; ગુણવંતા૦
રહેવાને કોઇ ઘર દીયો સાજનજી, દુઃખીયાંને કરો સુખહો. ગુ૦ ૩
દિનવચન સૂણી તેહનું સાજનજી, દીધી નીજ વખારહો; ગુણ૦
વળતી ભાખે શેઠજી સાજનજી, શું ભાડું દેશો કુમારહો. ગુણ૦ ૪
દુઃખ પડે ઘર મેલીયાં સાજનજી, દામ નહીં અમ પાસહો; ગુણ૦
તો દેઉં ભાડું ક્યાંથકી સાજનજી, રાજકુમર એમ ભાસેહો. ગુણ૦ ૫
પણ તુમ ઘરનું ખાંડવું સાજનજી, દળવું પીસવું જેહહો; ગુણવંતા
માતા મારી દોય જણાં સાજનજી, કરશે કારજ તેહહો. ગુણ૦ ૬
શેઠ તણાં આદેશથી સાજનજી, આવી વસ્યા તેણે ઠામહો; ગુણ૦
ભોજન આપે શેઠ તે સાજનજી, કરે સહુ ઘરનાં કામહો. ગુણ૦ ૭
વચ્છકુમર લેઇ વાચ્છરૂ સાજનજી, કામ તે ચારણ જાયહો; ગુણ૦
સાંજ પડે લાવે ઘરે સાજનજી, એમ સઘળાં સુખ પાયહો. ગુ૦ ૮
એક દિન લેઇ વાચ્છરૂ સાજનજી, આવે વન વિખ્યાતહો; ગુણ૦
હવે વનમાંહે જે થયો સાજનજી, ભાખું તે અવદાતહો ગુણ૦ ૯
તાપ હરણ મધ્યાનમેં સાજનજી, લીધો તરૂ વિસરામહો; ગુણ૦
તવ કોલાહલ સાંભળ્યો સાજનજી, રાજકુમરનો તામહો. ગુણ૦ ૧૦
સુનાં મુકી વાચ્છરૂ સા૦ ચાલ્યો શબ્દ અનુસારહો ગુણવંતા;
આવ્યો જીહાં શીખે કળા સા૦ ઉજ્જેણી ભૂપ કુમારહો ગુ૦ ૧૧
ઘાત કરંતા દેખીને સા૦ શિશ ધુણાવ્યું વચ્છેહો; ગુણવંતા;
દેખી અધ્યારૂ તે હવે સા૦ કોણ નંદન એમ પુછેહો ગુણવંતા. ૧૨
વચ્છ વદે વાણીતદા સાજનજી, તાતજી હું પરદેશીહો; ગુણવંતા;

ફરતો ફરતો આવીયો સાજનજી, શરમ દેખણકું સુવેશીહો. ગુ૦ ૧૩
કાંઇક ચાતુરી દાખવો સાજનજી, તુમમીઅછે શુ વિશેષહો; ગુ૦
કુમરે ધનુષ્ય શર કરગ્રહી સાજનજી, દાખીતે અવસર દેખહો ગુ૦૧૪
એહવે રસવતિ નીપની સાજનજી, જીતારીશું નવેનેહો. ગુણવતા;
વચ્છકળા નિધિ જાણીને સાજનજી, ભોજન કરાવે તેહનેહો ગુ૦ ૧૫
સંધ્યા સમય હુઓ તદા સાજનજી, થયા ઝાલર રણકારહો ગુણવંતા;
દીપની જ્યોતી ઘરોઘરે સાજનજી, પ્રગટી તેજ અંબારહો ગુ૦ ૧૬
બેઠાં શાખી શાખે ઉપરે સાજનજી, પંખી પ્રગટ્યો ચંદહો ગુણવંતા;
પરદેશી પણ થીર થયાં સાજનજી, ઉલટ્યા તસ્કર વૃંદહો. ગુ૦ ૧૭
રાસ રસીક વચ્છરાજને સાજનજી, ત્રીજી ઢાલ એ ગાઇહો ગુણવંતા;
રીખવ કહે દુઃખ કદી નહીં સાજનજી, જેહનેછે પુન્ય સખાઇહો.ગુ૦૧૮

॥ દુહો. ॥

સંધ્યા સમે તીહાં રહ્યો, ધારણી રાણી જાત;
વીણ પાળક તે વાચ્છરૂ, સુનાં ઘર આયાત. ૧
શેઠ ભણે તે દેખીને, દોય નારીને એમ;
વાચ્છરૂ આવ્યાં એકલાં, વચ્છ ન આવ્યો કેમ. ૨
વિમળા ધારણી તવ કહે, શેઠ તણી કરી લાજ;
પ્રભાતે પણ નાવીઓ, હજુ લગણ તે આજ. ૩
એમ વાતો કરતે થકે, આવ્યો વચ્છ કુમાર;
પુછે ધારણી પુત્રને, કોણસ્થાનક કરી વાર. ૪
ચારંતે ગો વાચ્છરૂ, સુતાં તરૂવર હેઠ;
શિતળ છાંયા મહી પલે, મળી ગઇ મુજ દ્રેઠ. ૫
નિંદ્રાધીન પડ્યો થકી, કોયન બોધીત વન;
અધુના માતા જાગીઓ, આવ્યો શૂણી એ વચન. ૬
પુનરપી સૂર્ય ઉદય થયો વચ્છ, વચ્છ ચારવા જાય;
સુનાં મુકીને વાચ્છરૂ, કુમર સમીપે આય. ૭

## ॥ ઢાળ ૪ થી ॥ દેશી ॥ ટુંક અને ટોડા વચેહો, મેંદીના દોયરૂખ. મેંદીરંગ લાગ્યો.

વળીરે સંધ્યા સમે નાવીઓહે, નૃપનંદન તેણીવાર; કુમર સુરંગલાગ્યો

બીજે દિન પણ વાચ્છરૂહે, ઘર આવ્યાં નિરધાર. કુમર સુરંગ લાગ્યો.
રંગ લાગ્યો કળાનો લાલ, કુમર. આંકણી.

તે દેખી સોમદત્ત જીહે, ક્રોધે ચડીઓ પૂર; કુમર.
વિમળા ધારણીને વદેહે, કરી લોચન અતીક્રુર. કુમર. રંગ. ૨
શું ખોવાશે વાચ્છરૂહે, ચરે રણ્ય એ શુન; કુમર.
કુમર તુમ રમતો ફરેહે, વગડે ઠામે અન્ય. કુમર. રંગ. ૩
તદનંતર તીહાં આવીઓહે, વચ્છ સરૂપમ કરીંદ; કુમર.
કહે વિમળા ક્રોપે ચડીહે, સાંભળરે મુજ નંદ. કુમર. રંગ. ૪
પ્રથમ તો પરદેશમેં હે, રહીયાં પરઘર આય; કુમર.
ભોજન કઠીણ પામવુંહે, એવી કરમ ગતીમાય. કુમર. રંગ. ૫
માટે શેઠના નિત્ય પ્રતેહે, ઉપલંભ મુજ ન ખમાય; કુમર.
અલીહાં મેલી વાચ્છરૂહે, નિત્ય જાઓ કોણ ઠાય. કુમર. રંગ. ૬
વચ્છ કહે સુણો માતજીહે. હવે નહીં ચારૂં એ વચ્છ; કુમર.
બાળક હું તુમ આગળેહે, રમવા સરીખા સચ. કુમર, રંગ. ૭
સોમદત્તને સમજાવીનેહે, બંધીખાનું છોડાવ; કુમર.
વાચ્છરૂ ચાર્યાની રજાહે, જઈને પાછી ભળાવ. કુમર. રંગ. ૮
ધારણી તે એમ સાંભળીહે, ચાલી શેઠની પાસ; કુમર.
મુખ સંગોપી નૃપ સુતાહે, કરગરે થઈને દાસ. કુમર. રંગ. ૯
આમ નંદન છે ન્હાનડોહે, નહીં ચારે વાચ્છરૂ એહ; કુમર.
વેળા રમવા એહનીહે, માનો શેઠ ગુણ ગેહ. કુમર. રંગ. ૧૦
આંસુ ઝરતાં ધનપરેહે, દીઠી દુઃખ ભરપૂર. કુમર;
ઉદીત દયા સોમદત્તનેહે, બોલ્યો શેઠ સસનુર. કુમર. રંગ. ૧૧
હે રામા દુઃખ મતધરોહે, મનમાં નાણો ખેદ; કુમર.
જેમ તુમ પુત્રનું મનડુંહે, વરતે ત્યમ સુખવેદ. કુમર. રંગ. ૧૨
હવે કુમર છુટો થયોહે, ઉદયો રવિ પરભાત; કુમર.
કુમર કળા શીખે જીહાંહે, તેહની પાસ માયાત. કુમર. રંગ. ૧૩
તીહાં ખાવે પીવે સુખેહે, કરે કળા અભ્યાસ; કુમર.
એક દિન મળવા માયનેહે, આવ્યો નિજ આવાસ. કુમર. રંગ. ૧૪
કુમર પ્રત્યે કહે ધારણીહે, ક્યાં બેસોછો દીહ; કુમર.
બેસો કીહાં ભોજન કરોહે, કીહાં સુઓ રજનીહ. કુમર. રંગ. ૧૫
ઘરની ચિંતા કેમ નથીહે, દ્રવ્ય પણ ન બદામ; કુમર.

પર આધીન દિન કેટલાહે, રહીશું આપણે આમ. કુમર. રંગ. ૧૬
મોટો કોઈ ઉદ્યમ કરોહે, દ્રવ્યોપાર જીતકાજ. કુમર.
પરઆધીન કેમ ચાલશેહે, વચ્છ કુમર ગુણરાજ. કુમર. રંગ. ૧૭
બાગતે વચનને સાંભળીહે, તાતો હુઓ નૃપબાળ. કુમર;
ચોથીએ પ્રથમ ઉલ્લાસનીહે, શીખવ વિજય કહી ઢાળ. કુમર. રંગ. ૧૮

॥ દુહો. ॥

હાથમે લેઈ કુઠારીકા, ચલીઓ વનહ કુમાર;
સુકાં તરૂ દીઠાં ઘણાં, પણ કરે હ્રદય વિચાર. ૧
જો લાકડ એવું મળે, જેથી દળીદ્ર સહુ જાય;
પરઆધીનથી પણ ટળું, માત સુખે સુ ખાય. ૨
ઇણ વિધ ચિતવતો વને, તરૂતરૂ ફરતો જોય;
સાગ શીશમ મધુ પુષ્પનાં, બેઠા પોઢા હોય. ૩
ખેર ખાખર ને બાખરા, વિચવિચ વંશની જાલ;
વેનસ નીપ પુંસી ક્ષીવા, ધાત્રી તાલ તમાલ. ૪
જંબ પુનાગ કરંગને, નાના વિધદલ ભાત;
ચંપક વાસા માલુરી, તરૂવર બહુલી જાત. ૫
વાઘાદીક શ્વાપદ ભમે, પગ પગ જીવ અનેક;
પુરજાતાં દીઠું તીહાં, દેવનું દેરૂં એક. ૬
યક્ષની પ્રતિમાને નમી, જેવો આઘો જાય;
ચંદન ઝાડની વાસના, આવી સામે વાય. ૭
તેહ સુવાસ ભણી ચલ્યો, કોએક ભૂમી જામ;
ચીહુ દિશ જોતાં એહવે, દીઠું ચંદન તામ. ૮

॥ ઢાળ ૫ મી. ॥ દેશી॥ તેહ પુરૂષ હવે વિનવેજી

કુમર મને આણંદીઓજી, લહી શીખરીની સુવાસ;
મધુકર ગુંજારવ કરેજી, શિતળ છાયા તાસ. ભવી વચ્છકુમરનું જો
જયો કર્મ નિદાન. એ આંકણી ૧
પણ વીખધર વીંટી વળ્યાજી, કર કંકણપરે તેહ;
પીક સમ નયણો રાતડીજી, મોહા દારૂણ તસ દેહ. ભવી૦ ૨
તવ સાહસ મનમાં ધરીજી, ધુણાવ્યું તેહ વૃક્ષ;

વિખધર સહુ ભુમી પડયાંજી, નાઠા સિધ્ર અલક્ષ. ભવી० ૩
શ્રીખંડ શાખા છેદીનેજી, લઘુ ખંડ કાવા કીધ;
શિર ઉપર ધરી ચાલીઓજી, પાણે કુહારી લીધ. ભવી० ૪
આલસીક મન હરખંતતેજી, નીકલીઓ વન બહાર;
આવ્યો નગરી ઢુંકડોજી, આથમીઓ દિનકાર. ભવી० ૫
નૃપ આદેશે પોળીએજી, દીધાં પૂરનાં દ્વાર,
શાકીણુ ભય દિવસેથકીજી, વાસે ગોપૂર બાર. ભવી० ૬
ચીતે બાલ ધરે ઇહાજી, જો કરૂં રયણી ડાય;
તો ચંદનની વાસનાજી, ઘર ઘર વિસ્તરી જાય. ભવી० ૭
સુતા જન સહુ જાણશેજી, લાવ્યો ચંદન મુજ;
માટે નવી બેસું ઇહાંજી, જાવું કોઈ મહી ગુમ. ભવી० ૮
એમ ધારી પાછો વળ્યોજી, પહોચ્યો વળી વન તેહ;
પણુ દિવસ છે ટાઢનાજી, કંપે સુશીમ અતિ દેહ. ભવી० ૯
પાસે દેવને દેહરેજી, કાવા ધરી તરૂ ડાળ;
પેઠો યક્ષ ઘરે વહીજી, રાજકુમર સુકમાળ. ભવી० ૧૦
દ્દઢ દીધાં ત્યાં બારણાંજી, રાખી કુહાડો પાસ;
દેવતણે શરણે રહીજી, બેઠો થીર કરી શ્વાસ. ભવી० ૧૧
સાંભળો અચરજ જે થયુંજી, વૈતાઢય શિખર સોભગ;
ખેચરી વૃંદ વૈમાનથીજી, આવ્યાં યક્ષ ભુવન. ભવી० ૧૨
ખેચરી માંહે વડેરીકાજી, પહેરી સોળ શૃંગાર;
આવી બાલને માડવેજી, ભાખે વચન ઉદાર. ભવી० ૧૩
હે ચિત્રલેખા ખેચરીજી, વેણુ અહો કરચંગ;
માનસી કહે તમે તાળનેજી, પવના હાથ મૃદંગ. ભવી० ૧૪
વેગવતી હુડુકનેજી, સર્વ વજાડો તૂર;
આજ્ઞા પામી આલવેજી, રાગ રંગ રસપૂર. ભવી० ૧૫
ખેચરી નાચે વડેરીકાજી, ઘુઘરના ધમકાર;
થૈ થૈ મુખથી ઉચરેજી, વાજીંત્રના ધોંકાર. ભવી० ૧૬
રાતસમે વેળા ઘણીજી, નાચ્યા રસભર જોર;
બેઠા વાય લેવા ભણીજી, સહુ સખીઓ એક ઠોર. ભવી० ૧૭
ખેદ જલે કરી ભીંજીઆજી, વસ્ત્ર ઉતાર્યા તામ;
વાસસી અપરાણી તનેજી, પરીધાય અભીરામ. ભવી० ૧૮

ઈચ્છા હાસ્ય વિનોદમાંજી, તીંહાં એક પણ વિસરામ;
સહુ સખીઓ ટોળે વળીજી, ચાલી જવા નીજ ઠામ. ભવી૦ ૧૯
વિદ્યાધરી નીશ્વામીનીજી, ભૂલી કંચુકી તત્ર;
રીખવ વિજય કહે પ્રથમ ઉલાસે, પાંચમી ઢાળ એ અત્ર. ભવી૦ ૨૦

---

॥ દુહો. ॥

કંચુકા વીવર થકી, જોઓ કુમરે ખ્યાલ;
દીઠી કંચુક રત્નની, જાણે તાર કમાલ. ૧
ખોલી કપાટ ને નીકળી, લીધી કંચુક તેહ;
પાછો વળી થીરતા ધરી, પેઠો દેવને ગેહ. ૨
દીધાં નીવીડ તે બારણાં, બેઠો થઈ નચિંત;
એહવે ખેચરી સાંભરી, સાહેલી અગ્ર ભણંત. ૩
કંચુકી લીધી હોય તમે, જો કાંઇ હસવું હોય;
ભૂલી પડી જેણે કરચડી, તે આપો સખી મોય. ૪
તેહ કહે બાઇ તુમતણું, હસવું કેમ કરાય;
આસકરાં મોટાતણાં, આસંગો ન કરાય. ૫
ભૂલી કંચુકી દેહરે, ચાલો પાછા ત્યાંહ;
આવ્યાં પુનરપી વનમેં, પુર્વે રમીયાં જ્યાંહ. ૬

॥ ઢાળ ૬ઠી ॥ દેશી॥ ત્રીભોવનતારણ તિરથ વંદો.

ચીંહુ દીશે જોવે તે ફરી ફરીને, કંચુકી નાવી દ્રષ્ટેરે;
સહુ થાકયાં તીહાં એક મલીને, બેઠાં ઝાડને હેઠરે.
કંચુકી સોધ કરો મુજ હેલી, ખીજસે તાત સાહેલીરે. આંકણી ૧
નજર વીલોકતે બારી દીઠી, બાંધી તરૂવર ડાલેરે,
કોઇક પુરૂપ ઇંહા વાસ વસ્યો છે, ખેચરી સહુ નીહાલેરે. કંચુકી૦ ૨
દીઠાં વાસ્યાં ગર્ભ દ્વાર, એહમાં નર યા નારરે;
લેઇ કંચુકી આપણુ કેરી, પેઠો સખી નીરધારરે. કંચુકી૦ ૩
તવ બોલી વિદ્યાધરી મોટી, સાંભળ નર યા નારરે;
નીકલી બાહીર વસ્ત્રને આપો, સમજો કહું એકવારરે. કંચુકી૦ ૪
વિદ્યાધરી અમે વિદ્યા બળથી, નરને કરીએ તોખારરે;
સુર ગુરૂ સરીખા ઉભા રાખ્યાં, તો તાહરો શો ભારરે. કંચુકી૦ ૫
મસ્તક છેદસ્યું રે ! નર તારૂં, મુજ કરમાં તરવારરે;

બાર નથી અમે વિદ્યા બળથી, ઉઘાડીશું દ્વારરે. કંચુકી૦ ૬
એવાં વયણ સૂણીને સાહસીક, મન નવી બીનો લગારરે;
ક્ષત્રી કુલ નૃપ નંદ મૃગારી, યોવને વચ્છ કુમારરે. કંચુકી૦ ૭
હારી ખેચરી સઘલી ચીંતે, સગું હશે નગર મોઝારરે;
તેહ પુરૂષને વીરહે કરીને, રોતો હશે પરીવારરે. કંચુકી૦ ૮
રાત સમે ખેચરીઓ આવી, નગરી ઉજેણી માંઝરે;
ફીર ફીર જોતાં સ્વરને સુણીઓ, શેઠતણું ઘર જ્યાંહરે. કંચુકી૦ ૯
ધારણી રાણી વીમલા માસી, કરે મનમાં વિખવાદરે;
વચ્છકુમરનું નામ લઇને, રોવે મોટે સાદરે. કંચુકી૦ ૧૦
આવીરે જાતરે ધારણી જનમા, હજી લગે નાવ્યો કેમરે,
રાજ્યહરણ દેશાંતર પડીયાં, પરઘર રહેવાં એમરે. કંચુકી૦ ૧૧
એહુનાં વીલાપ સુણી ખેચરીઓ, પાછી દેવાલય આવેરે;
વિમલા ધારણી સ્વર કરી બોલે, કરૂણા સ્વરે સમજાવેરે. કંચુ૦ ૧૨
પુત્ર તુને મેં શોધ્યો નગરી, ગલીએ ગલીએ બજારરે;
ઉપવન ઢુંઢી ખબર ને પામી, આવ્યા ધણ આગારરે. કંચુ૦ ૧૩
મુખડું દેખાડો એકવાર અમને, ટાલો મનના ઉચાટરે;
રોશ કરીને વનમાં વસીયાં, ઉઘાડોને કપાટરે. કંચુકી૦ ૧૪
પંથ અગોચર તરૂ સંકીર્ણે, વન અંધારી રાતરે;
માતા નવિ માસી મારી, સહી ખેચરી ઉતપાતરે. કંચુકી૦ ૧૫
ઉત્તર નાખ્યો પાછો ફરીને, ચીંતે ખેચરી ધીરરે;
સખીઓ ચૈતામાં જે નર રહીયો, તેનો ત્રેપનમો વીરરે. કંચુકી ૧૬
કરગરી માગે ખેચરી હારી, સુણીએ સલુણા કુમારરે;
કંચુકી આપો જાવું દૂરે, થાવા આવ્યું સવારરે. કંચુકી૦ ૧૭
ઝાઝી આળ ન કરો અબળાની, ટળવળે બાપડી બારરે;
અલબેલા મન કરૂણા આણો, માગ્યું કરીને જુવારરે કંચુકી૦ ૧૮
પ્રથમ ઉલ્લાસે વચ્છકુમારના, રાસની છઠ્ઠી ઢાલરે;
રીખવ કહે જીહાં પુન્ય સખાઈ, ત્યાં હોવે મંગલમાલરે. કંચુકી૦ ૧૯

॥ દુહો. ॥

સાહેબ આપો વસ્ત્રને, માની સદાન કશુ એહ;
લાજ રાખો નારીતણી, રાજકુમર ધરો નેહ. ૧

ઘડીએક ગૂણ નહીં વીસરૂં. રાખીશ કરી તાવીત,
મુખથી માગો જે જોઈએ, દ્યો આ પૂરો કવીત. ૨
અવધારોને વિનતી, જાવું છે ઘણું દૂર;
વિદ્યા ન ચાલે અમતણી, ઉદ્દોત થશે જો સૂર. ૩
એહવે બોલ્યા કૂકડા, નાઠી વિદ્યાધરી તેહ;
પ્રાતઃ થયો સૂર ઉગીયો, ખોલ્યું યક્ષનું ગેહ. ૪
તરૂ કોટર તે કાંચલી, ગોપવી કાવા લીધ;
ચાલ્યો ચૈતના ચૈત્યથી, ઘરભણી પગલાં દીધ. ૫

## ॥ ઢાળ ૭ મી. ॥દેશી ॥ જીવજીવન પ્રભુ કયાં ગયારે.

આવ્યો અવંતી પોલમાંરે, થોભાવ્યો દરવાનરે;
એક ચંદનનુ લાકડુંરે, દીધું અવસર જાણરે. કુમર સોભાગી પુન્ય પ્રસંસીએરે. આંકણી.
ફરી નવી બોલ્યો પોળીઓરે, આગળ ચાલ્યો જામરે;
બાવના ચંદન ગંધને ઉછળીગ, પંથે ઠામો ઠામરે. કુમર૦ ૨
લોક કહે કોણ લાવીઓરે, બાવના ચંદન અમુલ્યરે;
સંસય ધરી ટોળે મળીરે, અવર ભારી કરે બોલરે. કુમર૦ ૩
નીજઘર આવી ઉતાવળીરે ગોપવીયા વન માંહ્યરે;
ચંદન કેરાં લાકડાંરે, મનમાં ધરત ઉછાંહરે. કુમર૦ ૪
કુમર સકળ એક લેઇનેરે, આપ્યું માયને જાયરે;
ચૌટે જઇને વેચો તમેરે, લાવો દ્રવ્ય જે થાયરે. કુમર૦ ૫
એવું શૂણીને ધારણીરે, ચાલી વેચણ કાજરે;
સૌગંધીકાપણે આવીનેરે, આપે દારૂ શીરતાજરે. કુમર૦ ૬
ચંદન ખંડને દેખીનેરે, દીધો દ્રવ્ય અપારરે;
તે લાવી વચ્છ દેખાડીઓરે, બોલ્યો તામ કુમારરે. કુમર૦ ૭
ઘરનું ભાડું આપજોરે, શેઠ માગે મુખ જેહરે;
પરઘર કામ કરો નહીંરે, છંડો દીનપણું દેહરે. કુમર૦ ૮
ખરચી ખુટે જો તુમતણીરે, તો ખંડ વેચજ્યો કાઠરે;
ભોજન કરજો ભાવતાંરે, મુજ નવી જોજ્યો વાટરે. કુમર૦ ૯
એમ કહી વચ્છ તે આવીઓરે, નૃપ નંદનતણી પાસરે;
સરવે મળી બોલાવીઓરે, કરી સલામજ તાસરે. કુમર૦ ૧૦

મીત્રે પુછે મળી વચ્છનેરે, કાલ ન આવ્યો કેમરે;
શરીર બેરાયું પવન થકીરે, ભાઇ ન આવ્યો તેમરે. કુમર૦ ૧૧
એહવે જીતારી ભૂપતીરે, કળા જોવા તિણીવારરે;
સેવક પ્રેસી તેડાવીયારે, નીજ નંદન દરબારરે. કુમર૦ ૧૨
અધ્યારૂ સાથે આવીઆંરે, સાથે વચ્છકુમારરે;
સહુ સનમુખ આવી કરીરે, રાયને કીધ જુવારરે. કુમર૦ ૧૩
નીજ નીજ સહુઅની ચાતુરીરે, દેખાડી નીજ તાતરે;
આનંદ પામ્યો નરપતીરે, પંડીત અતી હરખાતરે. કુમર૦ ૧૪
દાને માને સત કારીઓરે, પંડીત શર્મ ભંડારરે;
તવ દીઠો ઉભો નૃપેરે, છાનો વચ્છકુમારરે. કુમર૦ ૧૫
રૂપાવિચક્ષણ દેખીનેરે, પુછે પુત્રને એ કુણરે;
તેહ કહે કરજોડીનેરે, સાંભળો તાતની ઉણરે, કુમર૦ ૧૬
સહુએ કલા શીખ્યા જીહાંરે, આવી મલ્યો અમ એહરે;
પણ દૂર વાત ન જાણીએરે, સહુઅ કલાનો ગેહરે. કુમર૦ ૧૭
કહે ભૂપતી વચ્છરાજનેરે, દાખો ચાતુરી એક વારરે;
અવસર જાણું કુમર તદારે, દાખવે કળા મનોહારરે. કુમર૦ ૧૮
દેખી જીતારી ચાતુરીરે, મનમાં પામ્યો અચંબરે;
એવી કળા નિધીનો ધણીરે, એ કોઇક રાય ડિંભરે. કુમર૦ ૧૯
ફરી પુછે ચાત્રીશ તીહાંરે, ભાખો કૂળ અવદાતરે;
કુણ દેશે નગરે રહોરે, કુણ માતા કુણ તાતરે. કુમર૦ ૨૦
આવ્યો અવસર દેખીનેરે, ભાખે વચ્છ તે રાયરે;
સિંધુ દેશમેં પૂરવસેરે, ક્ષિતિપ્રતિષ્ટ નામ કહાયરે. કુમર૦ ૨૧
વિરસીંહ રાજા તીહાંરે, ધારણી રાણી નંદરે;
કમલા શ્રી કાને શૃણુંરે, સગપણ જાણ્યું આનંદરે. કુમર૦ ૨૨
શ્રી શ્રી કુમર વચ્છરાયનેરે, રાસે સાતમી ઢાલરે;
રીખવ વિજય કહે આગળેરે, નીસુણો બાળ ગોપાળરે. કુમર૦ ૨૩

---

॥ દુહા. ॥

સગી બેનનો લાડકો, ઓળખી કહે ફરી એમ;
ધારણી વિમલા કયાંય છે, ભાખો કરીને પ્રેમ; ૧
બલતી ઉચરે કુમર તે, શેઠ સોમ શ્રીમંત;

માસી માતા તીહાં વસે, કહેશે સર્વ વૃતાંત ૨
હય ગય સુંદન જોડીયાં, શિબીકાનો નહીં પાર;
રૂદ્ધ લેઇ બહુ આવીઆં, શેઠ તણે આગાર. ૩
આવતી શનિ સેન દેખીને, ચિંતા પડીઓ શેઠ;
શુદ્ધ સાન ભૂલી ગયો, શી મુજ દેશે વેઠ. ૪
ભેટ લઇ સનમુખ ગયો, કરતો આદરમાન;
અંબાડીથી ઉતરી, કમળા સ્ત્રી ગુણ ખાણ. ૫
આલીંગીને ત્રણે મળી, છુટયા આંસુ મેહ;
બહુ આડંબરે રાગ્યની, તેડી લાવી ગેહ. ૬
દીએ આવાસ ઉતંગને, વસીયાં દોય સુખેણ;
કમળાને આગળ ભણી, વાત પુરવ તતખેણ. ૭

## ॥ઢાળ ૮ મી॥દેશી॥લોહારણ જાયો દીકરોરે લોહારીરે.

એક દીન સુખ ભર ભૂપતીરે, રંગીલાહે ભાખે વચ્છને એમ, લાલ રંગી૦
રાજકાજ માગી લીઓરે, રં૦ જો હોય તુમચો પ્રેમ. લાલ રંગી૦ ૧
કહોતો અમાત્ય કરૂં તુનેરે, રં૦ શું આપું હું તુજ લા૦
કહે કુમર ઈચ્છું અચ્છુંરે, રં૦ તુમ તણી સેવા મુજ. લા૦ ૨
દોય ઘડી રયણી સમે, રં૦ ચાંપીશ હું તુમ દેહ; લા૦
આજ્ઞા દેશો ભૂપતિરે, રં૦ તવ જઇશ હું ગેહ. લા૦ ૩
એવું માગે રાજવીરે, રં૦ ફરી તું બીજું જાચ; લા૦
કુમર વદે શૂણો તાતજીરે, રં૦ એ મુજ વાણી સાચ. લા૦ ૪
રાજા મન આનંદસુંરે, રં૦ રાખે કુમરને પાસ; લા૦
એક દીન પગ ચાંપે છતેરે, રં૦ ભૂપતી નિંદ્રા વાસ. લા૦ ૫
મધ્ય રજની વોલીજીસેરે, રં૦ જાગ્યો રાજા તામ; લા૦
સ્વર શૂણ્યો લલનાં તણોરે, રં૦ દુઃખે રૂવંતી તામ. લા૦ ૬
જીતારી બોલ્યો તદારે, રં૦ સેવકો જાગો કોય; લા૦
જે જાગંતા હોય તેરે, રં૦ ઉત્તર આપો મોય. લા૦ ૭
તવ પ્રણમી કુમર કહેરે રં૦ જાગું છું હું ઇશ, લા૦
કામ જે હોવે તુમ તણું, રં૦ ભાખો તાત કરીશ, લા૦ ૮
કહે ભૂપતી હજુ લગે રં૦ નથી ગયો તું આગાર૦ લા૦
પસ્તાવો મનમાં કરેરે, રં૦ જાતું ઘર નિરધાર. લા૦ ૯

તાત મુને આજ્ઞા દીયોરે, રં૦ જે હોવે તુમ કામ, લા૦
તેહ કરી પછી જાઈશુંરે, રં૦ હું મુજ કેરે ધામ. લા૦ ૧૦
રાહીસ કુણ લલના રૂએરે, રં૦ આજ ગલંતી રાત, લા૦
શું દુઃખ દઈતા વસ પડીરે, રં૦ લાવો ખબર બીજ જાત. લા૦ ૧૧
પ્રણમી ઉઠયો એકલોરે, રં૦ કરમાં ગ્રહી કરવાલ, લા૦
ગતી ગયંદ પરે માલતોરે. રં૦ જ્યું કેશરી સિંહ બાલ. લા૦ ૧૨
સાહસીક ચાલ્યો તીહાં થકીરે, રં૦ કરવા લલના સાર; લા૦
ચોરે ચાચરે જોવતોરે, રં૦ હીંડે શબ્દ અનુસાર. લા૦ ૧૩
જેમ જેમ જાવે રાજશુરે, રં૦ તેમ તેમ સ્વર તે દૂર, લા૦
ગોપુર ઓલંઘી ચાલતોરે, રં૦ પહોંચ્યો પ્રેત વન પૂર; લા૦ ૧૪
તવ દીઠી નવ યોવનારે, રં૦ રૂપે ઝાક ઝમાલ; લા૦
શોભ સૃંગારે ઓપતીરે, રં૦ કોમલ માલતી માલ. લા૦ ૧૫
વસ્ત્રે ઢાંકી મુખડુંરે, રં૦ રૂએ કરૂણ સ્યેંજોર; લા૦
તેહને દુઃખડે ડોલીયાંરે, રં૦ વૃક્ષ વૃંદ ચીહું કોર. લા૦ ૧૬
તેહ કરૂણસર સાંભળીરે, રં૦ કરે મોર જીગોર; લા૦
તેહનું દુઃખડું દેખીનેરે, રં૦ થાવે દીલગીર ચોર. લા૦ ૧૭
તસ દુઃખડેથી વને રૂએરે રં૦ થલચરાદીક સહુ જીવ; લા૦
સાહસ ધરી પુછે તીહાંરે, રં૦ વચ્છ કુમર શૂર રીવ. લા૦ ૧૮
હે બાળા તું કુણછેરે, રં૦ કેમ રૂએ સમશાન, લા૦
શું દુઃખ સાગરમાં પડીરે, રં૦ ભાખો મુજને નીદાન. લા૦ ૧૯
મુખડું ઉઘાડીને ભણેરે, રં૦ તું છે બાળકુમાર લા૦
શું મુજ પુછે પંથીયારે, રં૦ તુમથી ન લહું પાર. લા૦ ૨૦
આહ કુમર દુઃખ ભંજવારે, રં૦ આવ્યો હું તાહરી પાસ; લા૦
બીજો આ મધ્ય રાતમાંરે, રં૦ આવે થઈ કોણ દાસ. લા૦ ૨૧
બાળો બીજનો ચંદ્રમારે, રં૦ કરે સહુ તસ પ્રણામ, લા૦
પંખી સહુ માળે વસ્યાંરે, રં૦ પંથી વસ્યા સહુ ગામ. લા૦ ૨૨
પ્રથમ ઉલ્લાસે ઉચરીરે, રં૦ આઠમી ઢાલ એ ખાસ; લા૦
રીખવ વિજ્ય કહે સાંભળોરે, રં૦ એહથી જશ ઉજાશ. લા૦ ૨૩

---

॥ દુહા. ॥

નહાનાથી જે નીપજે, મોટેથી નવી થાય;

દંતીવશ અંકુશને, શુળ કરેણું કાય. ૧
વજ લધુ પીણગીરીતણો, તે કરે ખંડોખંડ;
માહા તમદલ જીપવા, દ્વિપનું તેજ પ્રચંડ. ૨
વિર શિરોમણી પારખી, કરજોડી કહે નાર;
પર ઉપગાર કીધો નહીં, તસ એળે અવતાર. ૩
તું પરદુઃખ ભંજન નીલો, ભૂતળ ભલે અવતાર;
પરદુઃખ કારણ એ વસે, ફરે નીતું દિનકાર. ૪
સલીલા વહે પર કારણે, તૃણ ચરી આપે દુધ;
ઝાડ કરે છાંયા તળે, તે પર કારણ શુધ. ૫
ધન્ય નર તુજ માતને, ધન્ય ધન્ય વળી તાત;
પર ઉપગારી સાંભળો, હવે આગળ મુજ વાત. ૬

॥ઢાળ ૯ મો.॥દેશી॥ કીડી બાઇ ચાલ્યાં સાસરીએ.

કુમર સોભાગી એ શુળીને, ઉપર મુજ ભરથાર;
એક દિન એને ઉપની ઇચ્છા, ઘેબરની મનોહાર. સલુણા સાંભળોરે,
સરસ રસીલો પ્રબંધ સલુણા સાંભળોરે. આંકણી. ૧
રાતે વસ્તુ તે લેવાને, આવ્યો એ ઉજેણ;
તવ દીઠા દરવાજા વાસ્યા, લખ્યું ન છૂટે કેણ. સલુણા૦ ૨
પેઠો ધડનાળે વહીને, પકડયો તસ્કર જાણી;
કોટવાળે ચાકર સાથે, દીધો એ શુળીએ આણી. સલુણા૦ ૩
વણ અપરાધે શુલે ધરીઓ, ઉજેણીને ભૂપ;
પણ ઇચ્છા ઘેબરની એને, છે હજુલગણ અનુપ. સલુણા૦ ૪
જો એ ભોજન ઘેબર ખાવે, તો જાવે ગતિ જીવ;
હું નવી પહોંચાવુંછું એણે, રોવુંછું કરૂણ અતિવ. સલુણા૦ ૫
કહે કુમર મહીલાને તેવે, મુજ ખંધે ચઢી દ્રાગ;
ઘેબર ભોજન સુખે આપો, જે છે પ્રિતમસેં રાગ. સલુણા૦ ૬
દઇતાની શ્રણી સિદ્ધપણેથી, ચઢી કુમરને ખંધ;
ઘેબરતો દૂરે રહીયાને, કરે ત્યાં બીજો ધંધ. સલુણા૦ ૭
બટબટ ભાંગે માંસ તનેથી, કાપે છુરીકા જોગ;
સબતું આવી સસ્તે ભરીયું, કરવા લાગી આરોગ. સલુણા૦ ૮
ખંડ વીછુટયો સાકરમાંથી, પડીઓ કુમર ખંભ;
વક્ર નયણ કરી ઉંચુ જોતે, દીઠો વ્યંતરી દંભ. સલુણા૦ ૯

મસી નીકાસી હળવેથી તે, રે ! રે ! પાપીણુનાર;
વ્યંતરી તેં મને છેતરીઓરે, કહી વાહી તરવાર. સલુણા૦ ૧૦
ઉછળી તવ વ્યંતરી અંશુખી. અંબર જાવા નાસી;
સાડી અંચળ પકડી રાખી, શૂરા કરે કીહાં જાસી. સલુણા૦ ૧૧
અહી કંચુકી છોડે જેમ, મુકી નાઠી તેમ;
વિર શિરોમણી જેહ હોવે, કહો બીહે તે કેમ. સલુણા૦ ૧૨
સંદેહે એમ કોઈક હોવે, શું ? એ વ્યંતરી ખાવે;
ક્રીડા કરવા નર છેતરવા, રૂપ અનેક બનાવે. સલુણા૦ ૧૩
શમશાનેથી પાછો વળીઓ, હાલે ઘાલી સાડી;
ચહુ દિશ જોવે રખે ફરી આવે, રાખી અસીને ઉઘાડી. સલુ૦ ૧૪
પોળ ઉલંઘી ઉજ્જેણીને, ઘેર જઇ નીરખીહ;
સુખભર સૂતો સેજડીમાં, જેમ પાખરીઓ સિંહ. સલુણા૦ ૧૫
રાત ગઇ ઉગ્યો સૂરજ, આવ્યો વચ્છ દરબાર;
પરખદ બેઠી હરખીતસ્યું, રાયને કીધ જુહાર. સલુણા૦ ૧૬
શ્રી શ્રી વચ્છકુમરના, રાસની નવમી ઢાળ;
શ્રોતા કરણો ચુપેથી સ્યું, આગળ બહોત છે ખ્યાલ. સલુણા૦ ૧૭

---

## ॥ દુહો ॥

થયો ચિત ચકોર પરે, બેઠો સભા મોઝાર;
ન્યાય ચુકાવે ન્યાયથી, જીતારી તિણવાર. ૧
થયો સમય ઉઠી સભા, પહોંચ્યા નિજ નિજ ઠાય;
તેડી પાસે કુમરને, તવ પુછે એમ રાય. ૨
કહોજી કુણ રોતી હતી, ગધ્યા નિશાએ નાર;
ભાખે તે મન થીર કરી, થયો જેહ પરકાર. ૩
વ્યંતરી ચેષ્ટા આદ્યથી, નીશૂણી ભૂપે તામ;
સાડી દીધી તસકરે, રત્ન જડીત અભીરામ. ૪
આહો કુમર વડ ભાગીઆ, તુજથી નવી તોલાય;
એમ કહી વચ્છ વિસર્જીને, પહોંચ્યો મંદિર રાય. ૫
વસ્ત્ર દીધુ કમલા પ્રત્યે, પહેરે હરખ ધરંત;
જુઓ ! હવે શું નીપજે, કહુંછું તે વીરતંત. ૬

અમર ચીરવનેં ઉપરે, નયણ વીલોકે જાય;
કીહાં તારક તેજે કરી, કીહાં શશિહરનો ધાય. ૭
કીહાં ખદ્યોત કીહાં દિનમણી, ચંદ્ર કીહાં ગોભાંડ;
કહાં બદામ તે ઉજળી, કીહાં તે કળી એરંડ. ૮
દેવ વસ્ત્રને આગળે, કંચુક નવી શોભંત,
રાણી તવ રાજા પ્રત્યે વક કટાક્ષ ભાણંત. ૯
હવે કંચુક આવ્યા વિના, અન્ન જળ ઘુંટ ન ભરાય,
હઠ લીધી રાણી તીહાં, તે મેલી નવ જાય. ૧૦

## ॥ ઢાળ ૧૦ મી ॥ દેશી ॥ કરડો તીહાં કોટવાલ.:

અનોપમ દેવનું વસ્ત્ર, હઠ મેલો તમે કામનીજી;
નરમેં ન મળે હો એહ, પરે પરે ભાખે મહી ધણીજી, ૧
ઉઠી ભૂપતી સિદ્ય, કીલ આવાસે આવીયોજી;
મોકલીને નિજ દાસ, રાયે વચ્છ બોલાવીઓજી. ૨
કીધાં બહુલા પ્રકાર, રાણીએ વયણ ઉવેખીઓજી;
તસ આગે વીરતંત, અંતે ઉરનો દાખીઓજી. ૩
દીધી સાડી જેહ, તેથી કદાગ્ર અતિ હુવોજી;
લીધી લલનાએ હઠ, જઇ સમજાવો દૂખ ધુવોજી. ૪
આવી રાણીને પાસ, વિવિધ વયણ કુમર ભણેજી;
મેલો હઠ તમે નીર, તુરત ન આવે કૂપક ખણેજી. ૫
સમતા રાખો માય; સમતાથી દૂઃખ કાપશુંજી;
શોધી કહાડી વસ્ત્ર, કીહાંથકી આણી આપશુંજી. ૬
પ્રતિ બોધે બહુ વિધ, પાવીને પાનો નવી ચઢેજી;
કુહાડે કરૂણસેં સાદ, સો બાળક સાથે રડેજી. ૭
માસીને કહે વચ્છ, લાભે લોભને નાખીઓજી;
મકરો ઝાઝો લોભ, સાગર શેઠ સાગર ગયોજી. ૮
કોઈક ગામે વસે તેહ, દ્રવ્ય છે કોરો અગણોત તેહનેજી;
હુ આવ્યા રસપુત્ર, પરણાવ્યા મોચ્છવ ઘણેજી. ૯
સાગર કીરપી સ્વભાવ, ધરથી બહાર ન નીકળેજી;
દેવાને ભય શેઠ, કાને શાસ્ત્ર ન સાંભળેજી. ૧૦
બેસે ઊંબર માંહ્ય, દાન ન આપે કેહનેજી;
ધર્મ કરોને હો તાત, પુત્ર કહ્યું ન ગમે તેહનેજી. ૧૧

એક દિન કાર્ય વિશેષ, પહોંચ્યો સાગર દેહરેજી;
તવ આવી અવધૂત, અલખ જગાવી તસ ઘરેજી. ૧૨
તે દેખી વધુચાર, દાન દેવાને ઉલસીજી;
સિંહ કેસરીયા નામ, મોદીક લાવી ધસમસીજી. ૧૩
રે! લે યોગણી દ્રાક્ષ, સસરો જો આવશે માહ્યરોજી;
તો સઘળો એ ધાન, લેશે પડાવી તાહ્યરોજી. ૧૪
કહે યોગીણુ તિણીવાર, એહ વચન તુમ ક્યા કહેજી;
નાગ શિરે મણી જેહ, એ દુનિયામેં નર તે કોણ લહેજી. ૧૫
એસાહે સસરા જો તુજ, તો એક મંત્ર છે તસ વશ કારણોજી;
તે દેઉ તમને હો નાર, ઈચ્છાચારી છે ગગને ચારણોજી. ૧૬
વહુએ લીધો તે મંત્ર, યોગીણ ગઈ પછી સુસર આવીયોજી;
નવી જાણી કોઈ વાત, મંત્ર વહુ મને ભાવીઓજી. ૧૭
કર્યું સાધન કહ્યું જેમ, મંત્રનો દેવ જાગૃત કર્યોજી,
છાંટે સરસવ કાષ્ટ, બેસીને ઉડે કારજ સર્યોજી. ૧૮
શ્રી વચ્છરાજનો રાસ, તેહની ઢાળ એ દશમીજી;
ઋખભ કહે રસ લીન, સુજન મનમેં સંક્રમીજી. ૧૯

---

## ॥ દુહો. ॥

ઘર સમીપે જુનુ કાષ્ટને, ઉપર બેસી ચાર;
સરસવ છાંટે મંત્રીને, ચાલે ગગન તે વાર. ૧
રતન દ્વિપે જઈ કરી, પુજે જીનવર દેવ;
પંખીપરે ચલે અંબરે. ચાર ચતુર નિત્ય મેવ. ૨
લઘુ પુત્ર તે એકદા, દીઠું લાકડ જામ;
કેમ ખસે દિન દિન પ્રત્યે, શું છે કૌતક આમ. ૩
એમ ચિંતી રસવતી જમી, પેઠો લાકડ પોલાર;
તવ આવી ઉતાવળી, ચડી બેઠી વહુ ચાર. ૪
સરસવ છાંટે એટલે, ઉડી અંબર જાય;
દાર રતનદ્વિપમાં, મુક્યું ઘડીએક માંય. ૫
પુજા કરવા ઊતરી, લેઇ કચોળાં હાથ;
દશત્રીક વિધી સંભારીને, પ્રણમ્યા શ્રી જગનાથ. ૬

**॥ઢાળ ૧૧મા॥ દેશી॥ નંદસલુણા મારા નંદનારેલોલ.**

કેસર ઘોળે રંગશુંરે લોલ, કરે પુજા અતિ ભાવશુંરે લોલ;
જીનમુખ આગળ નાચતીરે લોલ, પુરવ પાપ ખપાવતીરે લોલ. ૧
એવે પાછળથી બાળીકોરે લોલ, નીકળી દેખે રત્નમાળીકોરે લોલ.
પાટી ઘુંટણુ મુજ એ ખરાંરે લોલ, દો રત્ન લેઈ ઘુંજે ધર્યારે લોલ. ૨
પાછો પેઠો તે વળીરે લોલ, ચારે સ્ત્રી આવી ઉતાવળીરે લોલ;
બેસીને લાકડ હાંકીયુંરે લોલ, આણી કરીને ઘેર મુકાયુંરે લોલ. ૩
જુએ રમે તે રીજશુંરે લોલ, દીઠાં સાગરે રત્ન આંખશુંરે લોલ;
તેડી પુછે તવ તેહનેરે લોલ, દીધાં રત્ન તુને કેહનેરે લોલ. ૪
બાળક વાણુ આળાપણીરે લોલ, વહુરો જાવે જીહાં આપણીરે લોલ;
ત્યાં પૂહવી સહુ એહવીરે લોલ, તાત અચ્છી જોયા જેહવીરે લોલ. ૫
તીહાંથકી હું લાવીયોરે લોલ, શેઠ શૂણીને મન ભાવીઓરે લોલ;
જાવા સંભારે ઘડી ઘડીરે લોલ, લોભની લાગી ચિંતાવડીરે લોલ. ૬
વહુરોથી પહેલો શેઠીઓરે લોલ, ચપળ સજ્યાથી ઉઠીયોરે લોલ,
પેઠો તે સિધ્ર પોલારમાંરે લોલ, પેસે જ્યું કૂકર ગમાણમાંરે લોલ. ૭
ચારે છાની આવી સુંદરીરે લોલ, કર તાળી લેતી ખરીરે લોલ;
હશી વિનોદે ચાલતીરે લોલ, દારૂ સંકેતને પાખતીરે લોલ ૮
આસીને મંત્ર ઉડાડીઓરે લોલ, રત્નદ્વિપે પહોંચાડીઓરે લોલ;
ચાલી વહુ પુજા કારણેરે લોલ, સાગર નીકળે ત્યાં બારણેરે લોલ. ૯
સાવરી ભરે અતિ રત્નનેરે લોલ, આડી ગોદડી મરી યત્નનેરે લોલ;
આવી વહુ પુજા કરીરે લોલ, બેઠી અજાણસ્યું પાધરીરે લોલ. ૧૦
દારૂ ગગને ચલાવીઓરે લોલ. મધ્ય સાગર જળ આવીઓરે લોલ;
સાંભળો સખીઓ વયણડુરે લોલ, હળવે ચાલે કેમ લાકડુરે લોલ. ૧૧
વહુ મોટી અવસર લહીરે લોલ, કહે ત્યાં વાતડી ગદ ગહીરે લોલ;
ધરડું થયું એ લાકડુંરે લોલ, હળવે ચાલે તેમ એવડુંરે લોલ. ૧૨
બીજી ભણે નાંખી દીઓરે લોલ, સાયર તરતું દૂજું લીઓરે લોલ;
શેઠ બોલ્યો ઉદ ધોખતીરે, રખે વહુરો તમે નાખતીરે લોલ.
ભર્યું રયણે કાષ્ટ સહુરે લોલ, સાગર રાસરો માંહે ઝુરેરે લોલ; ૧૩
ધાર્યું નારીએ દૂઃખ વાઢીઓરે લોલ, ટાઢે પાણીએ ખસ કઢાડીઓરે લોલ
નાંખ્યું લાકડ સાથે સાયરૂરે લોલ, લીધુ બીજું ત્યાં સુહંકરરે લોલ;
મરી નર્કે ગયો સાતમીરે લોલ, અછે વેદન જીહાં વીસમીરે લોલ.૧૫

ઘેર આવી વહુ દુઃખ દમેરે લોલ, દાન દેયંતા દિન નીગમેરે લોલ;
માટે શુણો બેની માંવડી લોલ, હઠ ન કરો તમે આવડીરે લોલ. ૧૬
જેમ જેમ બાપે બહુ વીધેરે લોલ, તેમ તેમ રાણી ક્રોધે વધેરે લોલ;
રાજ હઠને બાળ સ્ત્રી હઠરે લોલ, નવી મુકે તે ચોથો શઠરે લો. ૧૭
શ્રી શ્રી કુમર વચ્છરાયનોરે લોલ, રાસ છે છોડ એ જાયનોરે લોલ;
ઋખભ વિજય રૂદયે ધરીરે લોલ, ઢાળ અગ્યારમી ઉચરીરે લોલ. ૧૮

---

## ॥ દુહા ॥

વળી બોલી કમળા સીરી, લાવો કંચુકે રત્ન;
તે વિણ પાણી ન વાવરૂં, ન મુખ ઘાલુ અન્ન. ૧
વછરાજ ચિંતે મને, હઠે ચઢીઓ બાળ,
પયોહર વસ્ત્ર લીયા વિના, નહીં મેલે મુજ ખ્યાલ. ૨
ઉઠયો કર કરવાલ ગ્રહી, ચાલ્યો વન ભણી તેહ;
પૂરવ પંથે આવીયો, જ્યાં છે યક્ષનું ગેહ. ૩
તરૂ કોટરથી કહાડીને, લીધુ પયોહર પથ;
પાંછો વલીયો ઘર ભણી, વછ કુમર સમરથ. ૪

## ॥ ઢાળ ૧૨ મી ॥ દેશી ॥ ધણ રંગ રાતી.

કંચુકી આપી રાણી હાથે, દેખી હરખી અપાર;
રત્નજડીત રાજાદીક જોઇ, હરખ્યો સહુ પરિવાર. શ્રોતા શુણજ્યો,
હાંરે કાંઈ રાણીને સમજાવે, હઠ ગત કરજ્યો. આંકણી ૧
હઠ મેલીને બીજે દિવસે, પહેર્યા વસ્ત્ર વિશાળ;
ઉતરી અંબર સોહન પામે, હંસગૈ કાગનો બાળ. શ્રોતા૦ ૨
ફરી હઠ લેવા બેઠી કમળા, ત્રીજું અંબર લાવો;
અન્ન પાણી તે વિણ નવી લેવું, અનેક મતિને ઠરાવો. શ્રોતા૦ ૩
રાણી વચણ શુણીને રાજા, થર થર કંપ્યો દેહ;
નારીની તૃસ્ના મન પૂરી, નકરે શુરગરૂ જેહ. શ્રોતા૦ ૪
ખબર થઇ વચ્છરાજ કુમરને, મહોલેં આવ્યો સીધો;
કમળાને ભાખે કરજોડી, ફરી કેમ હઠને લીધો. શ્રોતા૦ ૫
ઘણુંએ કહીએછીએ માતા માનો, છોડો છોકરવાદી;

એહવો હઠ લીધે નવી ચાલે, બેઠાં મોટી ગાદી. શ્રોતા૦ ૬
અતિ લોભી મન *પંખી કેરા, પંચાખ્યાને વખાણુ;
બગલે મચ્છ સઘળાં છેતરીયાં, કાચબે લીધો પ્રાણુ. શ્રોતા૦ ૭

* यतः भक्ष एत्वा बहुन मच्छान, नाना उत्तम मध्यमानः
अति लोल्यातवक कश्चिन्, मृत्युकर्कट कग्रहान. १

**ભાવાર્થ**—કોઇ એક વનમાં મોટું સરોવર છે, ત્યાં એક મોટો બગલો વસે છે. તેને માંછલાં ધારે નહીં તેથી બગલો વિચાર કરવા લાગ્યો જે મને માંછલા ધીરતા નથી માટે કાંઇ ઉપાય શોધું તો ઠીક. એવું વિચારી તે સરોવરમાં જઇ બેઠો અને કોઇ માંછલા પકડે નહીં તે દેખી માંછલા કૌતક પામી પાસે આવે તે વારે કોઈ મોટા મચ્છે પૂછ્યુ જે રે! બગમામા કેમ બેસી રહ્યા છો? અમને મારતા નથી તે શું? તે સાંભળી બગલો બોલ્યો ભાણેજ! આજ હું તમને કેમ મારૂં જેને મેં મરતાં જાણ્યાં તે મેં માર્યાં; પણ આજ મેં એક વાત સાંભળી છે તેથી ચિંતા થઇ છે. તે વારે મચ્છ બોલ્યો જે મને કહો. બગ કહે ભાણેજ સાંભળો. આજ રાજાને જોશીએ કહ્યું કે વરસાત પાખેં તળાવ સુકાશે. ત્યારે રાજા કહે જે જાળ નાંખીને સર્વ મચ્છ મારો. માટે માચ્છી જાળ સમારે છે અને આ તળાવમાં નાંખશે. તે સાચું માની મચ્છ બોલ્યા જે તમે અમારા મામા છો અને અમે તમારા ભાણેજ છીએ માટે જીવતા રહીએ તેમ કરો, બગે કહ્યું અરે! ભાણેજ હું વૃદ્ધ થયો છું તેથી એકદમ સઘળા લઇ શકું નહીં માટે કહોતો થોડે થોડે લઇ જઈ બીજે સરોવર મુકું. ચાલી શકો તો ચાલો રસ્તો દેખાડું જેમ કહો તેમ કરૂં વળતી મચ્છ બોલ્યા જે તમારાથી ઉચકાય તેટલાને ખાંધે કરી જાઓ તમને ઘણું પુન્ય થશે. એટલે બગલો બે ચાર મચ્છ તળાવમાંથી લઇ ચાલ્યો અને આઘેરો જઇ મહોટી સલ્લા ઉપર પછાડી તેનો ભક્ષ કરવા લાગ્યો, વળી સરોવરમાં આવી સર્વને કહેવા લાગો જે અમે ઘણાં સુખી થયાં છીએ માટે જેને આવવું હોય તે ચાલો. એમ કહી સર્વ મચ્છ લઇ ગયો સર્વ મચ્છ પુરા થયાં. એક સમયે કાચબો બોલ્યો જે મામા મને ઉગારો તો તમને ઘણુ પુન્ય થશે. બગલે વિચાર્યું જે રોજ મચ્છનો ભક્ષ કરીએછીએ પણ આજતો કાચબાનો ભક્ષ કરીએ. એમ વિચારી કાચબાને કોટે વળગાડી લઈ ચાલ્યો. આગળ જતાં ઘણું ઘણું મેહોટાં સરોવર આવ્યાં પણ કાંચબાને ઉતાર્યો નહીં જ્યારે પેલો પથરો (સલ્લા) આવ્યો ત્યારે બગ કાચબાને કહેવા લાગ્યો જે સર્વ મચ્છને મેં આ સલ્લા ઉપર પ

લોભેથી થયોછે ખુવાર, નામે તે જીનરક્ષ;
સાંભળો માસી વાતડી તેની, આપું અરણ્ય પરતક્ષ. શ્રોતા૦ ૯
ચંપાપુર સુરપૂર નીઓપમ. જીતારી ત્યાં રાય;
તેહને તાપે સુરજચંદ, અંબરે નાઠા જાય. શ્રોતા૦ ૧૦
પટરાણી તસ શિયલ સલીલા, કોમળ માલતી માલ;
ધારણી નામે સમકિત ધારી, જીન આણા પ્રતિપાળ. શ્રોતા૦ ૧૧
તેહતણી નગરીએ ધનવંતો, ઓપમ કૂબેર ભણીજે;
શરલ ચિત ઉદાર મતિએ, શેઠ માકંદી કહીજે. શ્રોતા૦ ૧૨
તસ ઘર્નીતા ભદ્રાભિધાંને. ચંદ્રવદન કહે વાણી;
જેહની આગે સુરની રંભા, રૂપે વહેશાં પાની. શ્રોતા૦ ૧૩
સૂરજ ઇંદુ આવી જેને, વસીયાં અંગોપાંગ:
ભદ્રાજી કુખેથી ઉપના, પુત્ર છે દોય સુરંગ. શ્રોતા૦ ૧૪
જીન ર્કીતી પાલીત નામે પહેલો, જીન રક્ષિત વળી લહીએ:
યોવન પામ્યા પરણ્યા ઘરણી, જશ વિસ્તરીઓ મહીએ. શ્રોતા૦ ૧૫
વાણીજ અરથે બેસી વહાંણે, ગયા દેશાંતર દોય;
લાભ લેઇને વળી ઘેર આવ્યા, પુન્યતણે બળ સોય. શ્રોતા૦ ૧૬
દશ વેળા એમ લાભ ઘણેરો, લાવ્યા આવ્યા આનંદપુરે,
અગ્યારમી વેળા વળી લોભે, પ્રવહણ પાછા પૂરે. શ્રોતા૦ ૧૭
શ્રી નૃપ નંદન વચ્છકુમરના, રાસની બારમી ઢાળ;
ઋખભવિજય કહે આગે નીશુણો, લોભી ચરિત્ર રશાળ. શ્રો૦ ૧૮

---

॥ દુહા. ॥

વહાણ પૂર્યાં સાંભળી, તાત કહે તવ એમ;
જાવા ઘો પુત્રો તમે, સંપદ શક્રને જેમ. ૧

---

છાડી મારી નાંખ્યા છે માટે તને પણ અહીંયાં ઉતારી મારીશ. કાચબે જાણ્યું જે આ પાપીએ સર્વે મચ્છ મારી નાંખ્યા છે અને મને પણ મારશે. બગલો કાચબાને સલ્લા ઉપર ઉતારવા લાગ્યો એટલે તરતજ કાચબે તેની કોટ કરડી ખાધી અને બગને માર્યો, કાચબો મહોટે સરોવર જઈ રહયો. અતિ લોભે મરણ પામ્યો માટે લોભ કરવો નહીં. ( એમ વચ્છરાજ માસીને સમજાવે છે )

દશ વેળા કુશળે થકી, લાવ્યા ધન્ય ઘણું એહ;
ખાઓ પીઓ સુખે હવે; બેસી રહોને ગેહ. ૨
એકાદશમી વારમેં, કુશલ નથી છે લગાર;
એમ વચન છે શાસ્ત્રમાં શ્રુણીઓ મૂખ અણુગાર. ૩
તાત વયણુને સાંભળી, બોલ્યા દોય મતિ બાળ;
એહ વચન માં બોલશો, લાવીશું બહુ માલ. ૪
વહાણુંમાં વસ્તુ ભરી, બહુ વહેપારી લોક;
બેઠા પરદેશે જવા, ગલીયા જનના થોક. ૫

## ॥ ઢાળ ૧૨ મી ॥ દેશી ॥ એક દિન એક પરદેશીઓ.

પ્રવહણ મેલ્યાં સાગ્રરે, દોય ચાલ્યાં આનંદ પૂરરે;
મધ્યસાગર વહાણુ આવીયાં, તવ ઉલટચો વાય તે કુરરે.
ભવિ જોજયોરે દૈવતણી ગતી. આંકણી૦ ૧

ધનન ધનન ગજેતાં અંબરે, વહાણુને ઉછાલે કલ્લોલરે;
વાદળ દળ લેઇ આવીઓ, જન મન હુઆ ડગડોલરે. ભવિ૦ ૨
ઢાંકયો દિનકરને વાદળે, થયું કાજળપરે અંધારરે;
વીજ ઝબુકે ચહુ દીશે રાતડી, બહુ ગાજે જળ ધરવારરે. ભવી૦ ૩
ક્ષણુ એકમેં જો તે વાયરે, સમુદ્ર ડૂબાવ્યાં ઝાઝરે;
સૌ લોક નીમગ્ન તે વારમાં, દૈવે ન રાખી લાજરે. ભવી૦ ૪
અગાધ જળે દોય શેઠજી, પામી ફલકને સંજોગરે;
દિન ત્રીજે કાંઠે આવીયા, પૂરે આયુષને બળ યોગરે. ભવી૦ ૫
હવે તે તટ રતનદ્વિપમેં, ફરે કરે ફળાદી અહારરે;
તવ રતનદ્વિપની દેવીકા, આવી લેઇ કર તરવારરે. ભવી૦ ૬
અંબર થીર રહીને એમ ભણે, તમે કોણ છો ઇહાં કેમરે;
ફરો તટ એ રતનદ્વિપમેં, ભાખોને કહું કરી પ્રેમરે. ભવી૦ ૭
માકંદી શેઠના બાળીકા, બોલે તે દોય કરજોડરે;
વસુ દેવી ચંપા નયરમેં, મુજ ઘરમાં રિદ્ધિ કોડરે. ભવી૦ ૮
પ્રવહણુ કરીયાણાનાં ભરી, આવ્યા જળધર મધ્ય ભાગરે;
તવ વહાણુ ભાગ્યાં અમતણાં, અત્રાયક હું પાવસે લાગરે. ભવી૦ ૯
કહે દેવી કામાતુર થકી, ભોગવો મુજ સાથે ભોગરે;
શેઠ આહ તિવાર તે સૂણીને, એતો કામ અછે અયોગ્યરે. ભવી૦ ૧૦

કોપે ચઢી ઉચરે તે સૂરી, નહી માનોતો ખગ્ગધારરે;
હણશું દોય બંધવને ઇહાં, નહીંતો માનો ઇણવારરે. ભવી૦ ૧૧
તવ કંપ્યા શૂણ તે વાતને, કહેરે । દેવી તુમ દાસરે;
જે ભાખે તે અમે આદરૂ, આ ઉભા તાહરી પાસરે. ભવી૦ ૧૨
દેવી સુપ્રસન્ને હૈયને. લાવી નીજ દિવ્ય આવાસરે;
અશુભ પુદગલને અપહર્યાં. શુભ પુદગળ મેલ્યા તાસરે. ભવી૦ ૧૩
અહો રાત સુખે સ્વેચ્છારમે, કરે અમૃત ફળ આહારરે;
સુખ માંહે પડીયા બાપડા, ભૂલ્યા નીજ તાત આગારરે. ભવી૦ ૧૪
એમ કહેતા એક દિન વોળીયા, તબ દેવી કહે એક દીવરે;
શણો શેઠજી વિનતી માહરી, તુમે વાલગ પ્રાણ અતીવરે. ભવી૦ ૧૫
લવણાદીક સ્વસ્તીક દેવતા, સુંપ્યો રત્ન સાગર મુજરે,
તૃણ કાષ્ટને કચરો ટાળવા, તીહાં જાવું અછુ કહુ તુજરે, ભવી૦ ૧૬
વચ્છરાજ કહે શુણો માતજી એ લોભીતણી અરદાસરે;
એગ તેરે ઢાળે પુરીઓ, કાંઈ પ્રથમ શુદ્ધ ઉલ્લાસરે. ભવી૦ ૧૭
પંડિતમાં સહુ શીર સેહરો, પ્રેમ વિજય સુત દીનકારરે;
તાસ અંતે વાસી રામ મણી સમ, શિષ્ય ઋખભ કહે મનોહારરે. ભ૦ ૧૮

वच्छकुमरनो रुडो रास, तेरे ढाळे प्रथम उल्लास;
जेम जेम वात करुं प्रकाश, तेम तेम आपे अधिक मीठाश.

इति प्रथमोलास ॥प्राकृत प्रबंधे वच्छराज चरित्रे ॥ पीतु मरण ॥ परदेशे निर्गमन ॥ शेठ ग्रहे तिष्टन ॥ द्वितिय मातृथ मीलन ॥ एभी चतुर्भीकळा हृती प्रथम प्रस्ताव ॥ श्री माणीभद्रय क्षायनमः

## ॥ દુહો. ॥

શાંન્તિ કરણ શાંન્તિ પ્રભુ, ચોત્રીશ અતિશય અંગ;
મિથ્યા તમહર દિનમણી, જીતીત સબળ અનંગ. ૧
ભોગી અશોગી અલખતું, શંભુ વિશ્વ પુરૂંદ;
મરકટ દુઃખ આપ હારણો પ્રણમું અચીરાનંદ. ૨
પરમાનંદ પરમાતમા, અભય અગોચર રૂપ;
અષ્ટનો આફાસે તું જયો, અજર અમર શિવ ભૂપ. ૩
જ્ઞાના વરણાદિક ગએ, રીકત કરી ભયભીત;
ચાર અનંત પદને વર્યા, જીવ સકળ નામીત. ૪
પારાપત ઉગારકો, ધારક જ્ઞાનાનંદ;
નમીએ વલી હંસાસની, આપો વચન સાનંદ. ૫
વચ્છ ચરીત્ર તણો રચું, અધુરો જેહ સબંધ;
આ કરણો વિકથા તજી. નિંદ્રા ચેતી બંધ. ૬
સમજાવે કમળા પ્રત્યે, ની શૂણો આગળ વાત;
ભાભીની ઉત્તર કથા, ભાખું તે જીવ્યા ઘાત. ૭

## ॥ઢાળ॥૧ લી ॥ દેશી ॥ એણે સરોવરીયારી પાળ ઉભા હોય રાઉલા મારા લાલ.

જીનપાળીત જીનરક્ષને દેવી તે એમ ભણે, મારા લાલ. કરજ્યો. સુધાનો આહાર એ ખેલજ્યો આંગણે. મારા લાલ. જો એમ કરતે કીલામણ ઉપજે તુમને, મા૦ તો સહીજાજ્યોરે પૂરવદીશાને ઉપવને. મા૦ તુમ રૂતુ વરખા ફૂલી મચકુંદની કળી, મા૦ અંબ કદંબ ફૂલી છે કેતકી ઉજળી; મા૦ લેશો સુખ ઉદાર તે હોય વીસવા વીશે, મા૦ ન ઠરે ચીતતો જાજ્યો ઉતરને દિશે. મા૦ ૨
જીહાં હેમત શરદ હોય રૂતુ મન વસી, મા૦ યદી તત્ર તુમ વિનોદ ન પામો નરરસી; મા૦ તો સંચરજ્યો પશ્ચિમ દિશને કાનને, મા૦ શીખર સંતતણી રૂતુ સદાતે વત્રને મા૦ ૩
લેશો સુખ અનોપમ કહુંછું વાણને, મા૦ પણ નવી જાજ્યોરે દક્ષિણ દિશને કાનને; મા૦ દ્રષ્ટિ વિખધર કાળો સર્પ રહે જીહાં, મા૦ ફરીફરી ભાખું શેઠ ન જાજ્યો વન તીહાં. મા૦ ૪
એમ કહી તે દેવી અંગરે ઉતપતી વેગથી, મા૦ નીકળીયા હોય મીત્ર

તે ગન તે એકથી; ગા૦ આવ્યા ત્રેણે વનને જોતાં રંગરયું, ગા૦ ચિંતે ચોથા વનમેં જાતાં ફીરયું. ગા૦ ૫
જાવું તો ખરૂં આજ કે વાત સંસય પડી, મા૦ દક્ષિણ દિશને કાનને ચાલા ચડવડી; મા૦ આવ્યા બાગ સમીપ કે દુર્ગંધ ઉછળી, ગા૦ દીધાં ઘ્રાણે વસ્ત્ર કે ચાલ્યાં આગળ વળી. મા૦ ૬
હીંડી જાવે જામ કે મુકી વાડને, મા૦ તવ દીઠાં બહુ રાસ કે વ- નમેં હાડને; ગા૦ મિત્ર થયા ભય ભ્રાંતકે, થરથર કાંપતાં, ગા૦ જાવે આગળ નયણ થકી વિલોકતા. મા૦ ૭
દીઠો એક મનુષ્યને શુલે પરોવીઓ, મા૦ કરતો વિલાપકે સૂરી કરે કયાંથી આવીયો; મા૦ આવીને પુછે શેઠ કે શુલીના નર પ્રત્યે, મા૦ કેમ સબરાસએ શુલીએ તમને કોણ દ્યતે. મા૦ ૮
શુલા પ્રોત પૂમાંનકે આહતિ વારતે, મા૦ કાકંદી નગર છે માહારો આગાર તે; ગા૦ ભરી કરીયાણાં વહાણ જળમે ચલાવીયાં મા૦ રત નસાહ્યર મધ્ય કે જામ તે આવીયાં. મા૦ ૯
ભાગ્યા કર્મ અભાગ્ય કે દેવી કર ચઢયો, મા૦ રહ્યો હું દેવીને પાસ કે વિખયા રસ મઢયો; મા૦ કિચીંદ વાંકડો મુજ લેહ શુળે ધર્યો, ગા૦ એ કહ્યું સાચી વાત કે રૂદયે અનુસરો. મા૦ ૧૦
માર્યા એમ અનેક એ પાપીણ દેવીએ, મા૦ તમે પણ આવ્યા હાથ કીહાંથી ભાખીએ; મા૦ હાએ બંધવ દોય કે વહાણ ભાગીયાં, મા૦ પામી ફૂળ કહ જોગ કે તટ જઈ લાગીયા. મા૦ ૧૧
તતખીણ આવીએ સૂરીએ અમને બોલાવીયા, મા૦ લાવી દીવ્ય આ વાસ કે અમે પણ આવીયા, મા૦ હવે તમે જીવીત કોઈ ઉપાય બતા- વીએ; મા૦ પડીયાં સાહયર દુઃખ કે પાર ઉતારીએ. ગા૦ ૧૨
શુલા રોપ ભણે શ્રૃણો શેઠજી વાતડી, મા૦ જીવીત ઈચ્છો તો જાઓને પુરવ વાટડી; મા૦ ત્યાં છે શૈલીક નામે યક્ષ સુહંકરૂ, ગા૦ જો હોય દુઃખ તો ફેડીને હું સુખ કરૂ. મા૦ ૧૩
એમ બોલછે વાણ કે પર્વ તણે દિને, મા૦ અરજ કરો તમે શેઠ જ- ઇને તેહને; ગા૦ તારશે તમને તેહ કે અવિચળ મેં કહ્યું, મા૦ એમ પ્રકાશ તે વાતકે તેણે મૃત્યુ લહ્યું. મા૦ ૧૪
સાંભળી વાતને ચાલ્યા તે પૂર્વ દિશાભણી, મા૦ પહોંચ્યા યક્ષની પાસ કે પૂજન કરે ઘણી; ગા૦ બીજે ઉલ્લાસે ઢાળ એ પહેલી ઉચરી, મા૦ રીખવ કહે પરગટ નીશ્રૃણો રસ ભરી. મા. ૧૫

## ॥ દુહો. ॥

વિધીથકે યક્ષને સેવતે, આવ્યો પર્વનો દિન;
પરગટ થઇને ઉચરે, તારૂ જે હોય દિન. ૧
તવ બોલ્યા દોય મિત્ર તે, કષ્ટ સમુદ્ર ઉતાર;
દુષ્ટ દેવાને કર પડયા. કરતું આગ ઉપગાર. ૨
દિન વાણી શ્રુણી ધણી, બોલ્યો યક્ષ તે એમ;
દુઃખથી કહાડુ હું ખરો, પણ નીશ્રુણો કહું જેમ. ૩
તમને લઇ જાતે થકે, જાણશે દેવી તેહ;
દોડી આવશે પાછળે, ધરશે પુરણ નેહ. ૪
મધુર વચનની જામસે, કરશે અનેક ઉપાય;
તસ અનુરાગી જો થશો, તો જલહરમેં કાય. ૫
તે અનુરાગી નહીં હુએ, તેહને કુશળ ખેમ;
ચંપાએ પહોંચાડીશું, પંખી વરને જેમ. ૬

## ॥ ઢાળ ૨ જી ॥ દેશી ॥ લલનાં કેરા જુઓરે ચરિત્ર.

દેવી વચનને સાંભળીહે કે, સાજન. નવી બીશોરે લગાર કે નબળી દેવીની હેકે કરશે લલનાં ચરિત્ર અપાર. આંકણી.
એવું સત્યને જો ધરોહે કે, સા૦ ચઢો ખંધે સંચારકે. ન૦ ક૦ ૧
યક્ષ વચન અંગી કર્યુંહે કે, સા૦ અસરૂપ કીધો તામકે; નબળી.
પીઠસે ગગને ચડયોહે કે, સા૦ ગયો મધ્ય દરિએ જામકે. ન૦ ક૦ ૨
તદનંતર મેંસાસુરીહે કે, સા૦ આવી વેગે ધામકે; નબળી.
નીજ ઘરમાં દીઠાં નહીંહે કે, સા૦ શોધ્યા ઠામો ઠામકે. ન૦ ક૦ ૩
જ્ઞાન પ્રયુજીને જુએહે કે, સા૦ ચંપાએ જાતાં દીઠકે; નબળી.
ખગ દધતી કેડે થઇહે કે, સા૦ દેખાતી દીહપીઠકે. ન૦ ક૦ ૪
કોપી બોલી દેવીકાહે કે, સા૦ વળો પાછા તમે ચંગકે; નબળી.
નહીંતો એ અસીધારથીહે કે,સા૦ તુમચો કાતરૂ પાંગકે. ન૦ ક૦ ૫
યક્ષ ભણો દોય શેઠનેહે કે, સા૦ છો આવે એ નજીકકે; નબળી.
થીર થાજો ચીતેથકીહે કે, સા૦ મુજ પીઠે નથી બીકકે ન૦ ક૦ ૬
જીનરક્ષને કહે દેવીકાહે કે, સા૦ તુજ ઉપર ઘણો પ્રેમકે; નબળી.
એકવાર જોને મુજ ભણીહે કે, સા૦ નઠોર થયો તું કેમકે. ન૦ ક૦ ૭
વિષય સુખ બહુ ભોગવ્યાંહે કે, સા૦ ખીણુખીણુ સાંભરે તેહકે; ન૦
તુમ વિરહે દાઝું ઘણુંહે કે, સા૦ બાળે ફૂલસી દેહકે. ન૦ ક૦ ૮

વચન સરાગને સાંભળીહે કે, સા૦ જોવે જીનરક્ષ તચ્છકે; નબળી.
શૈલીક યક્ષે નાંખીઓહે કે, સા૦ સાયરમેં જળજચ્છકે. ન૦ ક૦ ૯
અધર અલ્યો તે દેવીએહે કે, સા૦ ત્રીશૂળે વિંધ્યો દેહકે; નબળી.
રે પાપી મને વંચીનેહે કે, સા૦ તું જાવે કીહાં ગેહકે. ન૦ ક૦ ૧૦
ખંડ કર્યા અસી ધારથીહે કે, સા૦ ઝીણા સરસવ પ્રાયકે; ન૦
જીન પાળીતને દેખીનેહે કે, સા૦ વીલપંતિ તે ધાયકે ન૦ ક૦ ૧૧
શૈલીક વદે વાણી તદાહે કે, સા૦ જોઇસ ભોગતી એહકે; નબળી.
નહીંતો હું ખીણુ એકમાંહે કે, સા૦ પહોંચાડીશ ગેહ નેહકે. ન૦ ક૦
યક્ષ વયણ નિશ્ચળ થયોહે કે, સા૦ મનમાં ધરતો ધીરકે; નબળી;
શૈલીક સાનીંધથી ગયોહે કે, સા૦ ચંપા નગરે વીરકે. ન૦ ક૦ ૧૩
તાત આલીંગીને મળ્યોહે કે, સા૦ આશ્રુ ઝરતે ધારકે; નબળી.
બાંધવ વાત સવે ભણેહે કે, સા૦ મુકી નીશાશ ઉદારકે. ન૦ ક૦ ૧૪
શોક ધરે પરિવાર શુંહે કે, સા૦ સબનાં કીધાં કાજકે; નબળી.
તાત કહે નિજ પુત્રનેહે કે, સા૦ લોભે ખુડચાં ઝાઝકે. ન૦ ક૦ ૧૫
શેઠ માંકદી પુત્ર સ્યુંહે કે, સા૦ લીધો શુદ્ધ ચારિત્રકે; નબળી.
જીન પાળીત દૂક્કર તપોહે કે, સા૦ કરીઓ ચીત્ત પવિત્રકે. ન૦ ક૦ ૧૬
વચ્છવદે ગાસી તમેહે કે, સા૦ નવી થાઓ ઝાઝાં શઠકે; નબળી.
સમજી લોભની વાતનેહે કે, સા૦ મેલીધ્યો એ હઠકે. ન૦ ક૦ ૧૭
શ્રીશ્રીકુમર વચ્છરાજનેહે કે, સા૦ રાસને બીજે ઉલ્લાસકે; નબળી.
ઢાળ એ બીજી રૂઅડીહે કે, સા૦ ઋષભ કહે સુવીલાસકે. ન૦ ક૦ ૧૮

---

॥ દુહો. ॥

તજો કદાગ્રહ માસીજી, નહીં કદાગ્રહ કામ;
બાળક ઢંગને છોડદો, મન રાખો આરામ. ૧
સચીવાદીક દાખે ઘણું, હૃદય ન ભેદે કઠોર;
રાણી તલપે મચ્છ જ્યું, પાગી સરની કોર. ૨
રૂદન કરે મેઘની પરે, કળહળે બેઠી જોર;
માને નહીં તલમાત્રને, રાજા દુઃખીઓ ઓર. ૩
કુમર ભણે ધાત્રિશને, જાઈશ હું પરદેશ;
ખટમાસે જો નવી મળે, તો કરૂં મય પરદેશ. ૪
ધીર ધરો તીહાં લગી, લાવું વસ્તી નીકેત;

અવધ માસ ખટની સહી, રાણીને મુજ સંકેત. ૫
ભૂપ કહે વચ્છરાયને, ગકર પ્રતિજ્ઞા એમ;
એકલડો પરદેશમાં, તુજને મોકલું કેમ. ૬

## ॥ ઢાળ ૩ જી ॥ દેશી ॥ ચાંદલીયાની—

ફરી વચ્છકુમર તીહાં બોલે; વયણાં તે અમૃતને તોલે;
પરદેશ જવા મન લોલેરે. રાજીંદા૦ ૧
તવ બોલી કમળા રાણી, સાંભળ કુમર ગુણખાણી;
અમે વાત તે વારૂ માનીરે. રાજીંદા૦ ૨
તું મારો વાલો સેણ, પડખું ખટમાસ લગેણ;
નાવીશ તો કહું છું વેણરે. રાજીંદા૦ ૩
અમે અન્ન પાણી નવી લેશું, પછી વયણ નહીં માનીશું;
તારે માથે પાપને દેશુંરે. રાજીંદા૦ ૪
હાંરે રાણી જો ખટમાસ, નાવું તો ધરીય ઉલ્લાસ;
કરજે મન માન્યું ખાસરે. રાજીંદા૦ ૫
ઈણ વિધ સંકેત વિચાર, રાએ પાંન દીઓ કરસાર;
વચ્છ આવ્યો નિજ આગારરે. રાજીંદા૦ ૬
માતાને વાત પ્રકાશી, પરદેશ જવા મતિ વાસી;
ઘરે રહેજ્યો માયને માસીરે. રાજીંદા૦ ૭
શૂણી વચન થઈ દીલગીર, વહે આંખે આંસ્રુ નીર;
મૂકે નીસાશો જેવો ગીરરે. રાજીંદા૦ ૮
પુત્ર હુંતો નહીં દેઉં જાવા, તુજવીણ ઘર ધાએ ખાવા;
ન મળે કીહાં પાપસ પાવારે. રાજીંદા૦ ૯
વીલપંતી દીઠી માય, ભાખે કુમર વચ્છરાય;
માતા મનેં દુઃખ ન પાયરે. રાજીંદા૦ ૧૦
પરદેશે નહીં તુમ કામ, વળી ફરવાં ગામો ગામ;
વેળાંએ ન મળ્યાં ધામરે. રાજીંદા૦ ૧૧
કોઈક દિન વગડે પડવું, નદી નાવે જળમેં ચલવું;
દુઃખ મોટું પરદેશે ફરવુંરે. રાજીંદા૦ ૧૨
સાથે લેતાં પગ બંધાય, માટે દિન બહુલા થાય;
ખટમાસીની અવધી જાયરે. રાજીંદા૦ ૧૩

રેહો માતા સુખે ઘેર, અનુમત દો રાખી ગહેર;
ઘણું શું ? ભાખું ફેર ફેરરે. રાજીંદા૦ ૧૪
માસીજીએ કીધો કલેશ, રાજાએ દીધો આ દેશ;
પટ હેતે જવું પરદેશરે. રાજીંદા૦ ૧૫
રાખે અધીર નહીં મન વિગળે, વહેલો આવું પાછો પગલે;
ઘણો કામ છે થોડે ડગલેરે. રાજીંદા૦ ૧૬
વચ્છ વયણે માતા હરખી, જળદાયક મોરના સરખી;
અનુમત દીધી ઉતકરખીરે. રાજીંદા૦ ૧૭
માએ રાંધ્યું સુંદર અન્ન, કુમરનું ઉલસ્યું તન;
કરી ભોજન ભાવત મન્નરે. રાજીંદા૦ ૧૮
માસીની શીખ લહીને, ઘર ભાળવી રાય કહીને;
વાટ ઝાલી વેગે વહીનેરે. રાજીંદા૦ ૧૯
આવ્યો કુમર પૂર પોળે, શુભ શુકન હુઆ એમ બોલે;
વોળાવા જન મળીયાં ટોળેરે. રાજીંદા૦ ૨૦
શ્રી શ્રી વચ્છરાજને રાસે, ત્રીજી ઢાળ એ બીજે ઉલ્લાસે;
કવિ ઋખભ વિજય પરકાશેરે. રાજીંદા૦ ૨૧

---

## ॥ દુહો. ॥

ઘર સનમુખ જોઈ ચંદનું, ઢાલ ખડગ ગ્રહી પાણ;
દક્ષિણ દિશના પંથમાં, કુમરે કીધ પ્રયાણ. ૧
ગામ નગર પૂર દેખતાં, જોતો કૌતક વાત;
અંગ કદંગની શુહાલી, વાડી વન વિખ્યાત. ૨
ચંપક કેતકી માલતી, લેતો વાસ ઉદાર;
બનફળ વળી દાડમ કળી, કરતો કેલાદી આહાર. ૩
બહુ લંઘી ધરણી ગયો, કોઈક ભૈરવ વંન;
નયણ વિલોકી કોટને, ચિંતેસું ચિત્ર એ રન્ન. ૪
ચડવડી ચાલ્યો ગઢભણી, આવી જુએ તે પાસ;
ઉભા દરવાજે ખડા, દીઠા કુમરે દાસ. ૫
એમ પુછે તે દાસને, કેનાં ધવલીત ધામ;
કીડાને કારણે, દેવે કીધો ગામ. ૬
ભદ્ર એ ભૈરવ વન્નમાં, ઉભો નર તું કોણ;
કે દાણવ ભૂત પ્રેત છો? કહો સાચુ તે ગૌણ. ૭

## ॥ ઢાળ ૪ થી ॥ દેશી ॥ ઢોલામારૂજી ઘડી એક કરહોજી કાયહો.--

બોલ્યો તવ પડી હારતે, રાજીંદમોરા દેખી દેવ સ્વરૂપહો;
તેજે સૂરજ કીરણ જેસો, રાજીં. લક્ષણ અંગ અનુપહો. નીશ્રણો સુજાણવાણુ
મુજ ગુણ ખાણુ નૃપ કુંવરજી. રાજી. અમર સમાશ્રુચી દેહહો. આં૦ ૧
દેવે ગામન વાસીઓ, રાજીં. અમે નથી ભૂત કે પ્રેત હો;
નથી કોઇ નગરી રાજા ઇહાં, રાજીં. એતો છે શેઠની કેતહો. નીશ્ર૦ ૨
દુરથી તુમ આગે કહું, રાજીં. કાંઇ એહનો અવદાતહો;
નહીં પૂરે નહીં આસને, રાજીં તિલકા નગરી સુજાતહો. નીશ્ર૦ ૩
ન્યાયે ધરમ ધુરંધરૂ, રાજી. ત્યાં વેરસિંહ નામે રાયહો;
તસ નયરે વ્યવહારીઓ, રાજીં. દતનો સુયસગ વાયહો. નીશ્ર૦ ૪
તેને ઘરે સુલક્ષણાપતી, રાજીં. છે શિયળ વૃત ધારહો;
ચોસઠ ચતુરાઇએ ભરી, રાજીં. લખગી નામે નારહો. નીશ્રણો૦ ૫
તેહની કુખથી ઉપની, રાજીં. રૂપે રંભહ રાયહો;
શ્રીદત્તા નામ છે સુતા, રાજીં. જંગમ મોહની કહાયહો. નીશ્ર૦ ૬
જે દિન કીધી સુંદરી રાજીં. પડીઓ ઘડતાં ભારહો;
લેઇ બ્રહ્માએ દોય કર્યા, રાજીં. ચંદ્ર અને દિનકારહો. નીશ્ર૦ ૭
બાળકતા ગઇ તરૂણતા, રાજીં. પ્રગટી બાળાને દેહહો;
પણ દોષે ગ્રહી સુંદરી, રાજીં. દુઃખછે અતિશે તેહહો. નીશ્ર૦ ૮
એ પાસે સેવક થઇ, રાજીં. જેહ રહે નર રાતહો;
શરીરે કારણ શરૂ થઇ, રાજીં. ખાએછે તસ ગાતહો. નીશ્ર૦ ૯
જે દિન નાપે કોઈ માનવી, રાજીં. તે દિન ગારેછે સાતહો;
તિલકા નગરીમાં જાણીઓ, રાજીં રાજાએ અતિ ઉતપાતહો. નીશ્ર૦ ૧૦
એક દિવસ કહે શેઠને, રાજીં વૈરસિંહ નામે રાયહો;
શેઠ મુકો મુજ નયરને, રાજીં વસોને તમે વન જાયહો. નીશ્ર૦ ૧૧
તો તુજ કન્યા સદોષથી, રાજીં. મીટે કહું નિરધારહો;
પરદેશી કોય આવશે, રાજીં. તે કરશે ઉપગારહો. નીશ્ર૦ ૧૨
એવું સાંભળી ધન પતિ, રાજીં. માન્યું રાય વચન્નહો;
સુ મહુરત લઇ ઘર કર્યા, રાજીં. ઉજડ દારૂણ વનહો. નીશ્ર૦ ૧૩
સેવક કહે વચ્છરાયને, રાજીં. શેઠ તે સપરિવારહો;

આશા એ વનમેં લઈ, રાજી. ઉજાળ શેઠ આગારહો. નીશ૦ ૧૪
લઘુ ઘર પાસે જે દીસે, રાજી. તેમાં રહે પરિવારહો;
ચોર રક્ષાને કારણે, રાજી. ફરતો ગોળ પગારહો. નીશ૦ ૧૫
દેશ વિદેશી અતિ ભળ્યા, રાજી. કીધા બહુ ઉપચારહો;
અહીં રહેતાં ઘણાં દિન ગયા, રાજી. પણ નથી ગુણ તે લગારહો; ની૦ ૧૬
શ્રી શ્રી કુમર વચ્છરાયના, રાજી. રાસની ચોથી ઢાલહો;
ઋષભ નિત્ય કહે પુન્ય કરે, રાજી. પુન્યે વિઘ્ન વિશરાળહો. નીશ૦ ૧૭

## ॥ દુહો. ॥

ગોખો છે નૃપ મંદિરે, તેમાં સર્વે નાગ;
ચીઠી નીકળી જેહની, તે આવે ઇણધામ.
રાત્રે હણે તે પુરૂષને, સુદત્ત શેઠની કન્ય;
તે કારણ ઇહાં ઘર કરી, આવી વસીયા રન્ય. ૨
કુમર નીશૂણી આવીયો, શેઠ તણે આવાસ;
બોલાવી આદર ભણી, બેસાર્યા નિજપાસ. ૩
તંબોળ પુંગી દેઇને, પુછે કુમરને શેઠ;
કયાંથી આવ્યા કોણ પૂર, શું અહીં કારણ જેઠ. ૪
આવ્યો ઉજ્જેણી થકી, કાંઇક છે મુજ કાજ;
ફરતો રમતો શેઠજી, તમને મળીઓ આજ. ૫
એમ વાતો કરતે થકે, ઘરને એક પ્રદેશ;
રોતો નર દીઠો તદા, સુંદર બાળે વેશ. ૬

## ॥ ઢાળ ૫ મી ॥ દેશી ॥ સાંભળરે તું સજની મારી આજ તું કયાં રમીઆવીજી.

પુછે કુમર તીહાં અવસર લહીને, એહ નરસ્યું દુઃખ ભારીજી;
ઉતરીઊં મુખ દીસે એનું, કેમ નયણે ઢુંવારી. મન આણંદેજી.
મન આણંદે શેઠ.
સલુણા કહોને એ મુજ વાત, મન આણંદેજી. આંકણી. ૧
વેશ સફાર સજી કેમ બેઠો ? પડુતર દે વ્યવહારીજી;
એહનો વારો ચીઠી કેરો, આજ કુમર ગુણ ધારીજી. મન. ૨
ચામીક થઇને કુમરી પાસે, રહેશે રાયની આણજી;

તત્રબાળા કારણ શરૂ થઇને, રાત્રે હરશે પ્રાણજી. મન. ૩
પ્રતિહારે જેમ ધૂરથી દાખી, શેઠે તેમ પરકાશીજી;
કુગર કહે ચિંતા હવે મ કરો દુઃખ સઘળો જાસીજી. મન. ૪
નૃપ નંદન મન કરૂણા આની; કહે એ માટે આજજી;
કુમરી સન્નીધ રાત્રે જઈને, રહેશું આપણ રાજજી. મન. ૫
શેઠ કહે સૂણો રાજકુમરજી, એવું કામ ન કરીએજી;
વાણ મ બોલો ચાલ્યા આવો, લાજ અમે પણ ધરીએ. મન. ૬
કુમર વદે અહો શેઠ ચતુર નર, એતો પરઉપગારીજી;
પરઉપગારે શરીર વિટંબ્યા, પૂરવે બહુ અધિકાર. મન. ૭
પરઉપકાર ન કીધો જેણે, ભારભૂતળ અવતારજી;
તિર્યંચ ગોવાંદે પણ કરતાં, હીણો મનુજ ગમાર. મન. ૮
શેઠ કનેથી કુમર તે ઉઠયો, શરમેં ધરી અસી સીખરીજી;
ઉપર અટ્ટાલે ચઢીઓ દેખે, કુમરી જાણે અમરી. મન ૯
પુરાણચંદ જ્યું વદન વિરાજે, લોચન અતિ અણીયાળીજી;
તે દેખી મૃગના સેવનમેં, અધર રંગે પરવાળી. મન. ૧૦
ચણ ભર ઉપર આવી લોટે, લટછૂટી શીર કેશજી;
જાણે પયાલડી નીકળી નાગણી, પુજણ આ એ મહેશ. મન. ૧૧
નાશા તિક્ષણ દીપક સરખી, વેશર વાળી લટકેજી;
કટીતટ ઉપર મેહલ શોહે, નીલવટ ટીલડી ચળકે. મન. ૧૨
દંત મનોહર દાડમ કળીયાં, સોના ચૂડી હાથેજી;
શશિદલ ભાલ બીરાજે જાણે, સાપ ચુડામણી માથે. મન. ૧૩
કંચનવાન કોમલ દલ અંબુજ, કોકીલ બોલ વદંતેજી;
પગને ઉર ઠીકણી રણકંતી, લાલનયણે ને અંતે. મન. ૧૪
લક્ષા રંગજ્યું કરે પય તળીયાં, ઉત્પત નખસે નેહાળેજી;
એકા વળા વાણુવ હારા, હૃદયે ફુલની માળા. મન. ૧૫
છત્રાદિક કર રેખા માંહે, બત્રિશ લક્ષણ વંતીજી,
ચુંદડી પહેરી તન દીસંતી, કમળ વિવિધની ભંતી. મન. ૧૬
તેનાં લક્ષણ કાંન્તી પૂરણતા, કવિશ્વરથી ન ગવાયજી;
અંગ ચીકુર જો બ્રહ્મા દેખે, તો તે પણ પલટાય. મન. ૧૭
એવા સ્વરૂપે દેખી બાળાં; ચિંતે વચ્છ કુમારજી.
કારણ સંહને અવલંબી, વિણ સાડયો અવતાર. મન. ૧૮

શ્રીનૃમ નંદસ દેશ જઇને, બાળાને બોલાવેજી;
પાંચમી ઢાળ એ બીજે ઉલ્લાસે, શીખવ કવિશ્વર ગાવે. મન.૧૯

॥ દુહો. ॥

ઉઠી કન્યા ધસમસી, આવતે કુમરને દેખ;
આસન દીધું બેસવા, કરતી વિનય વિશેશ. ૧

રૂપ કુમર દેખી કરી, કન્યા સોચે તામ;
અહો હું પુન્યે પાતળી, જે હણું નર અભિરામ. ૨
સુદત્તાશ્રી તવ ભણે, જાવો કોઇ અન્ય દાય;
રાત્રે હણુશે વ્યંતરી, કહુંછું લાગી પાય. ૩
કુમર કહેજે વીરનર, તે કેમ બીશે એમ;
સાંભળ પૂરવે પણ બહૂ, દુઃખ મીટાડયાં જેમ. ૪

॥ઢાળ ૬ ઠી॥ દેશી ॥ અબ ઘેર આવોરે રંગસાર ઢોલણા.

ભરત ખેતર માંહે વસેરે, ગોરી કનકાપૂર અતિવામ.
નીશુણોને બાળારે નાણો મન ચોલણા—આંકણી.
રાજ્ય કરે રાજા તિહાંરે, ગોરી, કનક નામે ગુણ ધામ નીં० ૧
તસ સુસીલા પટરાણીરે, ગોરી કનકાવતી ગુણ માળ. નીં०
સર્વ ગુણે બ્રહ્મા ઘડી રે, ગોરી, ગતી આગે સુંમરાળ; નીં० ૨
વસે રત્ન વ્યવહારીઓરે. ગોરી, રતનચુલા તસનાર; નીં०
તેહની કુખથી ઉપનોરે, ગોરી, નંદન ધનદ કુમાર. નીં० ૩
તીણ નગરે દુમ કરહેરે, ગોરી. એક સિહલ અભિધાન; નીં०
રસ લાગ્યો યુવદા તણોરે ગોરી, તેરમેં નિત્ય નિદાન. નીં० ૪
કોડી શું ખેલે પ્રભાતથીરે ગોરી, તેહને એવ્ય વસાય; નીં०
ગોપુર સનીડા સૂરા સૂરીરે ગોરી; પુજારચે સુખદાય. નીં० ૫
એક વાસર મંદ ભાગ્યથીરે ગોરી, નલહયો વીત પ્રકાર; નીં०
રડપો કહે સૂરીતનેરે ગોરી, અરચુ ઉગે દિનકાર. નીં० ૬
માટે પ્રગટ થઇ દેવીકારે ગોરી, આપો મુજને નિદાન; નીં०
રાંક ઉપર કોપી હુઓરે ગોરી, અમરીનો નીઃસ્વાન. નીં० ૭
રે ! દુમક માઠા મતીરે ગોરી, શું કરે ? મઉચ્ચાર; નીં०
આપું કીહાં થકી બીજીએરે ગોરી, સુંપ્યો નહીં ભંડાર. નીં० ૮
આજ નથી કાંઇ માહરેરે ગોરી, જુવટીઓ કહેવાણુ; નીં०

ભાગીશ મૂરતી તાહરીરે ગોરી, કાઢી કર પાષાણ. નીં० ૯
ચિંતે દેવ્યા થરહરીરે, ગોરી, કરશે ખંડીત દિણ; નીં०
વારણહારો કો નહીંરે ગોરી, ખીણ નર કરૂણા હીન. નીં० ૧૦
દેતું ઘટે છે એહનરે ગોરી, લાવી હૃદય વિવેક; નીં०
ગાંથા ગધ્ય લખી તે શુંરે ગોરી, દીધુ પાદકુ એક. નીં० ૧૧
તે દેખી રોશે ચઢયોરે ગોરી, બોલ્યો યુવતીઓ તત્ર; નીં०
રે રંડે વૃંદારકારેં ગોરી, શું કરૂં ? લેઇ એ પત્ર. નીં० ૧૨
ભાખે પુનરપી દેવીકારે ગોરી, આપે હજાર હિરણ; નીં०
વિક્રયકર ચૌટે જઇરે ગોરી, દેજે તેહને પણ. નીં० ૧૩
લીધું પાંદકુ હાથમેં ગોરી, દ્રુમક મન અલ્હાદ; નીં०
નગરીને બજારમાંરે ગોરી, આવી પાડે સાદ. નીં० ૧૪
કોઇ નવી રાખે પત્રનેરે ગોરી, પહોંચ્યો ધનદને હાટ; નીં०
તે ગ્રહી વાંચી અક્ષરારે ગોરી, દીઠી કરમની વાટ. નીં० ૧૫

**યત:**

**जंच विहीणाय लहीयं तंचीय परीनमइ सयळ लोयस्स॥**
**इय जांणे उवणी धीरा। विहरे विनकाय राहुती ॥ १ ॥**

**પુર્વ ઢાળ.**

પુછે રાંડને શેઠજીરે ગોરી, દાખો એહનો મોલ; નીં०
સહસ્ત્ર દીનારા જેહીએરે ગોરી, તેહને આપું અમોલ. નીં० ૧૬
સોનૈયા ગણી સામટાંરે ગોરી, આપ્યા ધનદે તામ; નીં०
ગાથા પત્રીકા ગ્રહીરે ગોરી, દ્રુમક ગયો વિસરામ. નીં० ૧૭
વારે વારે વાંચતેરે ગોરી, હાટે આવ્યો તાત; નીં०
પાંદકું દેખી પુછીયુંરે ગોરી, લાભ વહેપારની વાત. નીં० ૧૮
શ્રી શ્રી કુમર વચ્છરાજનેરે ગોરી, રાસને બીજે ઉલ્લાસ; નીં०
ઢાળ અનોપમ વાતનીરે ગોરી, ઋખભવિજય પરકાસ. નીં० ૧૯

---

**॥ દુહા. ॥**

રતનસાર પુછે તદા, નિજ નંદનને આય;
શું ? કરીયાણા વોરીયાં, શો કીધો ? તમે વ્યવસાય. ૧
સમીપે બેઠા બોલીયા, ધનદત્તના જે મીત્ર;
આજ કમાયો અતિ ઘણો, કીધો જનમ પવિત્ર. ૨

સહસ્ર દીનારાં દેઇને, લીધુ પાંદડુ એક;
દળીદ્ર ગયો હવે તુમતણો, નયણુ નિહાળો નેક. ૩
હાસી વયણાં સાંભળી, કોપી બોલ્યો તાત;
મુખ અદીઠ કરી તાહરૂં, જા પરદેશ વિખ્યાત. ૪
સુતથી ઘર સુનો ભલો, ધનહર નવી વેઠાય;
પુરૂષ અપમાને થકી, ધનદ ગને દુહવાય. ૫
ઉઠી હાટને આંગણે, ચિતવી ગાથા ધૂર;
રોશે ભરીયો નીસર્યો, સંધ્યાથમતે સૂર. ૬

## ॥ ઢાળ ૭ મી ॥ દેશી ॥ આવો આવોરે સયણાં ભગવતી સૂત્રને શૂણીએ.

ચડવડી ચાલ્યો ઉતર દીશાએ, પડીઓ ગહન કંતાર;
દીઠું સરોવર જળસું ભરીયુ, થંભ્યો પાળે કુમાર.
ગુણી ચીત ધરીએરે દૈવ ન ચૂકે ટાણું. આંકણી૰ ૧
પીધું પાણી ખેદ ઉતારી, ગાથા વાંચે શેઠ;
પાસે નીગ્રુહ તરૂને દેખી, આવી બેઠો હેઠ. ગુણી૰ ૨
સુકા પત્રનો કરી સંથારો, સૂતો સુખભર નીસી;
તદનંતર તેહ ઇજ કંતારે, જેહ હુવે તે કહીસી. ગુણી૰ ૩
દોડચો વ્યાધી મૃગની કેડે, સાસે ભરીઓ તન;
નાઠો મૃગલો નજર ન ચઢીઓ, આવ્યો ધનદ આસન. ગુણી૰ ૪
નિદ્રાને વશે શેઠનો દારક, સંથારે સંચરીઓ;
પત્ર રવ નીશૂણી મૃગ ભ્રાંતે, વ્યાધીએ ધનુશર ધરીઓ. ગુ૰ ૫
સ્વર અનુંસારે નાંખ્યો બાણુ, લાગ્યો ધનદત્ત ચરણે;
શોર કરી ઉઠયો તત્કાળે, ગાથા ભણુતો વયણે. ગુ૰ ૬
નરની ભાષા કાને નીશૂણી, ખેદ ભરાણો અતિહે;
હા હા કોઇક સૂતે હણીઓ, નરને મેં દૂર મતિએ. ગુ૰ ૭
ઈણુ પાપેથી નરકે જાશું, એમ ઉભો તે વિરાહે;
ધનદ સમીપે આવી હેસી, બોલાવે ઉછાંહે. ગુ૰ ૮
પાટો બાંધી દિલગીર થઇને, હીંસક ગયો વિસરામ;
સૂતો પાછો ધનદ સંથારે. પણુ નિંદ્રા નહીં નામ. ગુ૰ ૯
પાછલી રાત પરોડીએ ઉઠચો, તેહવે ભારંડ આવ્યો;
ચાંચમેં લીધો રૂધીરને દેખી, ઉડી ગગને ચલાવ્યો. ગુ૰ ૧૦

મુકયો જળધર દ્વિપ વીચાળે, ખાવા લાગ્યો જામ;
દીઠો સજીવન કાંઇક ચિન્હે, પંખી નાઠો તામ. ગુ૦ ૧૧
શિતળ વાયેં સચેત થઇને, આકુંચવળું ભાળે;
ભોગ બીહામણી મનુષ્ય વીહુણી, મહદ અટવી નિહાળે. ગુ૦ ૧૨
ઉઠયો સાહસ ધરી મનમાંહે, શિતેં કંપે દેહ;
ફરતે ફરતે તેહજ દ્વિપે, દીઠું જીરણ ગેહ. ગુ૦ ૧૩
તેહ સદેશે કુંપક દેખ્યો, કાઢયું પાણી વિમળે;
મુખ પખાળી તરશ નિવારી, કાયા કીધી અમલે. ગુ૦ ૧૪
વનફળ અહાર કેળાદીક કીધો, રયણી જગમેં વ્યાપી;
કોઇક ગિરીવર નીકટ આવી, બેઠો ચિત થીર થાપી. ગુ૦ ૧૫
શિત દેખી નિજ બુદ્ધ નીપાવી, અરણી કાષ્ટ અફાલી;
વિશ્વાનર પાડી તિણ કામે, શિતતા દેહ નિકાલી. ગુ૦ ૧૬
રયણ વીહાણી દિનકર ઉગ્યો, અગની તાપે ધરણી;
ધનદત્ત ઉઠી જામ નીહાળે, પ્રગટી કંચન વરણી. ગુ૦ ૧૭
રત્નસાયર સુત તવ મન ચિંતે, એતો સોવન દ્વિપ;
તો હવે પાકું કનકને લિધીએ, રૈરવ ઢાળું ખીપ. ગુ૦ ૧૮
બીજે ઉલ્લાસે ઢાળ એ પૂરી, સાતમી શ્રેય કરનારી;
દીપવિજય કહે તતવ બોધે, ફરશે પર ઉપગારી. ગુણી૦ ૧૯

---

## ॥ દુહા ॥

સંધાડ્ર કરી ઇંટના, ઢગવાળે ધનદત્ત;
સમ તપાવે જે હવે, હોવે કંચન પત્ત. ૧
વૃક્ષ ફળ ભક્ષિ કરી, ફરે એકાદી વન;
ગિરીવરથી કાઢી કીઓ, મોટો રાસ રયન. ૨
તે સમે શેઠ સુદત્ત ઘણાં, ભરી કરીયાણાં પોત;
વાળે તેહ પ્રદેશ મેં, ધરતો માન મહોત. ૩
મીઠાં જળ જન નીદીયાં, તે ભરવાને કાજ;
દ્વીપને કાંઠે આવીને, થંભાવે તે ઝાઝ. ૪
મીઠાં જળને ખોળવા, શેઠે મુકયા દાસ;
સેવક પણ તે દ્વિપમાં, પહોંચ્યા ધરી ઉલ્લાસ. ૫
જગતીમેં જળ ખોળ તે, દીઠો ધનદતે જામ;
દાસ તે પુછે તેહને, કોણ નરતું ? અભિરામ. ૬

ભદ્ર કહું વનચર અછુ, વાસો એહીજ રાન;
સેવક કહે પુરૂષોતમા, દેખાડે જળ ઠાણ. ૭

## ॥ ઢાળ ૮ મી ॥ દેશી ॥ ભુલ્યો મન ભમરા તું કયાં ભમ્યો.

ધનદ ભણે આવો પુંઠે, ચાલ્યા જોવાને પાણી;
કૂપ સસી મેં લાવીઓ, દાસે વસુ ઠગ જાણી.
લોભ ભુંડોરે સંસારમાં, લોભે લક્ષણ જાય. લોભ ભુંડોરે—આંકણી. ૧
વિત દેખી કિંકર તણા, ઘણાં મનડાં ચળીયાં;
જળ નીગ વેખાણુને કરી, આવી શેઠને મળીયાં. લોભ. ૨
શેઠને કહે ધન્યના પ્રભુ, ઢગલાં અમે દીઠાં;
કુપક પાસે એક છે, તેમાં પાણી છે મીઠાં. લોભ. ૩
વયણ સૂણી સારથપતી, આપે જોવાને મલીયો;
સેવક સાથે તેડીને, આવી ધનદને મળીઓ. લોભ. ૪
રત્ન શિશુપણ વિનયથી, દેખી મળવાને ઉઠયો;
આલીંગીને બેહુ મળ્યા, સાર્થપ નેહ જુઠો. લોભ. ૫
લટપટ માંડી તેહથી, રહી વાતને પુછે;
કેમ રહો તમે વને એકલા, એવડું ધન એ કેનું છે? લોભ. [illegible]
ધનદ કહે સૂણો શેઠજી, એ છે સઘળું અમારૂ;
જો ભરો યાનમેં ધન પ્રત્યે, તો કરૂં અરધું તમારૂ લોભ. [illegible]
માહરે પણ નિજ દેશમાં, આવવાની છે ઇચ્છા;
ભાખો થાર મન રાખીને, જેવી તમતણી સ્વીચ્છા. લોભ. ૮
કપટને રાખી અભ્યંતરે, બોલ્યો સારથ વાણી;
વહાણ છે એ તુમાહરાં, ધનદત્ત પ્રમાણી. લોભ. ૯
સુખે ભરો એ દ્રવ્યને, ચાલોને અમ સંગે;
અમથી થાશે જે ચાકરી, કરશુ બહુ રંગે. લોભ. ૧૦
લલિત વચનને સાંભળી, રયણાં પનર જાર;
ઇંટો દશ સંખ્યા ભરી, હાટક મનોહાર. લોભ. ૧૧
સારથે ચાકર તેડીયાં, છાનું કહે કપટાઇ;
ધનદને નાખે જે કુએ, દેઉં વંછીત બાઇ. લોભ. ૧૨
શેવક કહે સૂણો શેઠજી, એમાં છે શું કરવું;
જળધર તરીયાને એતો, અંજળી જળ તરવું. લોભ. ૧૩

શેઠનો કાજ સમારવા, ચાલ્યા નૃગ કરાર;
ધનદને વચને ભોળવી, લાવ્યા કુપ કનાર. લોભ. ૧૪
કપટે બોલ્યા કિંકરા, સાંભળને સલુણા;
ભય ઘણો લાગે કાઢતે, એતો કુપક જૂના. લોભ. ૧૫
પાણી આ કરણી દીઓ, શેઠ કપટ ન જાણે;
મેલે ભાજન જળથી ભરી, જેહવું કરે તાણે. લોભ. ૧૬
પાછળથી સંકેતર્યું, કુપક માંહે નાંખ્યો;
પડતાં સંભારે પત્રને જાણીએ થીર રાખ્યો. લોભ. ૧૭
સુદત્ત ચાલ્યો ઇંહા થકી, ભરી ધન્યના તે વાંણ;
ધનદ કુપક માંહે રહયો, ધરતો અરીહાતું ધ્યાન. લોભ. ૧૮
શ્રીશ્રીકુમર વચ્છરાજને, રાસને બીજે ઉલ્લાસે;
રીખવવિજય કહે પુન્યથી, સઘળાં વિઘ્ન પ્રલાસે. લોભ. ૧૯

---

## ॥ દુહો ॥

કુપક માંહે શોધતા, લાધ્યું વાતાયન એક;
દ્વાર ઉઘાડી આગળે, દીઠાં સોપાન અનેક. ૧
રયણ સોપાને ઉતરી, ચાલી આઘો જાય;
તેહવે દીઠું દેહરૂં, ધ્વજ જીહાં લલકાય. ૨
આશ્રમ લેવા કારણે, બેઠો આવી સુર;
સોને ઘડીત શિખર ઇસ્યું, ઝળકે તે રાસનૂર. ૩
હયડે હર્ષ ધરંત તે, ચઢીઓ સીઘ્ર સોપાન;
ગરૂડા રૂઢ ચક્રાયુધે, તેજે જલહલ ભાણુ. ૪
દીઠી દેવી ચકેસરી, જઈ નમીઓ તસ પાય;
કરજોડી કરે વિનતી, હવે તુમ સરણે માય. ૫
દુ:ખ દોહગ દુરે ગયાં, શશિસમ વદન નિહાલ;
પરતક્ષ થઈ કહે આગળે, જાતાં મંગળ માલ. ૬
રયણી માંહે જાગીઓ, દિવસે શનિ ઉજોય;
દરિશન આપે દેવતા, તે નિસ્ફળ નવી હોય. ૭
હું તુઠી તુજ ઉપરે, માગ ખાસ વદન્ન;
ધનદ ભણે સહુ પામીઓ, જે થયું તમ દરિશન. ૮
પરસન થઇ ચકેસરી, દીધાં પાંચ રતન;

તિખ અપહારીક એક છે, બીજું કષ્ટ હરન. ૯
સહાય કરણ ત્રીજું કહ્યું, ચોથું શ્રી દેનાર;
પાંચમું રોગારીઅ છે, રતન ગુણ ઉપગાર. ૧૦
ઘણુ પરે જુજુ ઓળખી, લીધા હાથ પસાર;
દેવી અલોપ થઈ ગઈ, આગે ચલીઓ કુમાર. ૧૧

## ॥ ઢાળ ૧૦ મી ॥ દેશી ॥ આશાઉરી.

પંથ માંહે વહેતાં મન રાગે, એક ભૂમી પરદેશરે;
દીઠી ત્રણસં રોહિણી ધનદે, કાંઇ ઓખધી માંહે સરેસરે. પંથ. ૧
લાધી ધનદે તે નિજ હાથે, પરખીને મન માંહેરે;
સ્વંય જાનુ વીદારીને રત્ન, અજી પાંચે ઘાલે ત્યાંહરે. પથ. ૨
દીઠાં બહુલા ત્યાં પાતાળે. વીકસીત તરૂ આરામરે;
અંબ ઉપર કીર કોયલ બોલે, તીહાં દેખ્યું વનપૂર ગામરે. પંથ. ૩
ચૌટે આવે ઉજડ નગરે, હાટ શ્રેણી મનોહારરે;
પણ નર જાયુ એક ન દીસે, એમ આવ્યો તે દરબારરે. પંથ. ૪
મહેલ અટાલે ધનદત્ત ચઢીઓ, ગયો સાતમે માળેરે;
કંચન ખાટ ઉપર રોયંતી, તવ નારી એકલી બાળેરે. પંથ ૫
પ્રેમ વીલુધા ભમરા ગંધે, બેસે પદમણી ચીરરે;
પ્રેમલસાર સુગંધ વિસ્તારે, તેતો પદમણીનું શરીરરે. પંથ ૬
પદમણી નિંદ્રા એક પહોરની, હસ્તીની નાર બે યામરે;
ચીત્રણી નિંદ્રા ત્રણ પહોરની, બહુ ઘોરે સંખણી નામરે પંથ. ૭
પદમણી કંઠ પદમ સરહંસ, હસ્તીની ગંભીરે સાદરે;
ચિત્રણી કાગ પંખીની વાણી, સંખણી જાણો ખર નાદરે. પંથ. ૮
કમળા સાસી પદમણી નાર, ચંપક હસ્તની કહીએરે;
મચકુંદ સાસે તીજી મહિલા, મચ્છગંધી સંખણી લહીએરે. પંથ. ૯
પાસે રહ્યા હારી પદમણી બોલી, કોક શાસ્ત્ર મોઝારરે;
હસ્તની અરધો સેર ચીતરણી, સંખણી પળમાં સોવારરે. પંથ. ૧૦
પદમણી વેણુ લાંબી લગે પાની, ઘુંટીએ પહોંચે હસ્તણીરે;
ચિત્રણી વેણુ જયું ભમરા કાળા, ટુંકી વેણુ તે સંખણીનીરે. પં. ૧૧
પદમા સુંદરી વંક પયોહર, દુજી મોટા સતન્નરે;
ત્રીજી સ્યામ ઉરોજે મહીલા, કાંઇ સંખણી લંબ કુવનરે. પંથ. ૧૨
સામય પંક્તિ શ્રદ્ધ દાઢીમ દશણે, બીજી ઉંચા દંતરે;

ચિત્રણી શુભ નીકદશણુ કહાવે, ચોથીને લંબ અત્યંતરે. પંથ. ૧૩
પહેલીને ગવી હંસ સમાણી, બીજી દંતી ઉદારરે;
ત્રીજીને સોહાકરૂ હોવે, સંખણી નીવીરૂએ અપારરે. પંથ. ૧૪
હસ્ત નીહાર વહાલો લાજેનો, પદમણી પાનસુ વેશરે;
ચિત્રણી ચીર વહાલો બહુ રંગે, સંખણીને વહાલો કલેશરે. પંથ. ૧૫
ઈણ પરે ધનદ વિચારી દઈતા, આવ્યો તેહને પાસરે;
તિલકસુંદરીએ આસન આપ્યું, પોતાને અભ્યાસરે. પંથ. ૧૬
શ્રી શ્રી કુમર વચ્છરાજને રાસે, ભાખી એ નોમી ઢાળરે;
બીજે ઉલ્લાસે મન સુવીલાસે, વળી નીશૂણો બાળ ગોપાળરે. પંથ ૧૭

---

## ॥ દુહા. ॥

ધનદ પ્રતિ બાળા કહે, કેમ આવ્યા ભય માંહ્ય;
કીણ વિધ કુપમાં ઉતર્યાં, એ મુજ અચરજ આંહ્ય. ૧
રાજ ભૂવનમાં પદ ધર્યાં, પણ મનડે બહુ ખેદ;
જીવ જશે અહીં તમ તણો, મેં કહ્યો છાનો ભેદ, ૨
જો જીવીત ઈચ્છો મને, તો જાવો થળ અન્ય;
ગદ ગદ વાણી બોલતી, ધનદને ભાખે કન્ય. ૩
શેઠ કહે લલના તમે, મકરો ખેદ લગાર;
ઉજડપૂર અહીં કોણ તું; તે ભાખો અધિકાર. ૪

## ॥ઢાળ ૧૦મી॥ દેશી ॥ કસીયાને તંબુહો સિહલરાએ ખડા કીયારે મારા સાહેબા.

રસીયાને આગે હો ભાખે તિલકસુંદરીરે, મારા સાહેબા. જે થઇ ઉજડ નગરીની વાત, વિસમય પામી રૂપને ધૈરય દેખીનેરે, મારા. કહેવા હરખી સાતે હોવાત. રસીયા૦ ૧
ઇણ ભરતે વાસે વસે હેમપૂરી નાસગીરે, મારા. નામે શ્રીતિલકાપૂર સાર; જીહાં સુંદર ઓકે લોકવસે સુખીયા ઘણારે, મારા. નિજ નિજ ધરમી વરણ†અઢાર. રસીયા૦ ૨

---

† ચાર મુળવર્ણ.—૧ બ્રહ્મ. ૨ ક્ષત્રી. ૩ વૈસ્ય. ૪ શુધ.
નવ નારૂવર્ણ.—૧ કંદોઇ. ૨ કાછીયો. ૩ કુંભાર. ૪ માળી. ૫ મર્દનીયા. ૬ સુતાર. ૭ કડીયા, ૮ તંબોળી ૯ સુઈક,
પાંચ કારૂવર્ણ.—૧ ધાંચા. ૨ છીપા. ૩ લોહાર. ૪ મોચી. ૫ દરજી
( યહ અઢાર વર્ણકી સંખ્યા લીખી હૈ. )

ગાંહેદ્ર નામે રાજા છે ગારો પીતારે, મારા. દાને જાણે જળ ઘન વ્રીષ્ટ. એકદા તે રાજા તાજા સીગાંકું પરાભવ્યારે, મારા. વેર વસાવ્યો સઘળા સાથ ઉત્કીષ્ટ. રસીયા૦ ૩

એ હવે મન ભાવ્યો આવ્યો કોએક વ્યંતરોરે, ગારા. કહેવા લાગ્યો ભૂપને એમ; પુરવ ભવનો મિત્ર છું રૂડો તાહરોરે, મારા. મુખથી માગો આપું જે પ્રેમ. રસીયા૦ ૪

રાજા તવ દાખે રાગી દેવને આગળેરે, મારા. પરીસર રાજા વેરી કર્યો વશ; કે તેહને મારો સાંયને રાખો મુજ તનેરે, મારા. કેવળી શત્રુ જાવેરે નસ્ય. રસીયા૦ ૫

વ્યંતર બોલ્યો મુજથી બળીયા દેવ છેરે, મારા. તસ રક્ષણનારે કરનાર; પણ હું તો રાખુ આપુ તન તુજ અને પૂરીરે, મારા. મારે તો એ બળનો ઉપગાર. રસીયા૦ ૬

તે સુર સ્નેહી લાવ્યો ઇહાં રાજા પ્રજારે, મારા. તેણે પાતાળપૂરી વાસીરે એહ; મારગ કીધો સીધો દ્વીપને મધ્યમેં રે, મારા. છાનો કુપની જાળી ગૂણુ ગેહ. રસીયા૦ ૭

ધાનને લાવે બેસી નાવે વાણીયારે, મારા. ઇહાં મળે સહુને જે જોઈએ વસ્ત; કાંળને ગમાવે સુખે દિન જાવે નર તણાંરે, મારા. કરીયાણા પણ આવેરે સસ્ત. રસીયા૦ ૮

તવ કોઇક ફરતો રાક્ષસ આવ્યો ભયંકરોરે, મારાં. ઉતરી કુપની જાળી સોપાન; નર લે જાવે નિરંતર આવે નીશાચરૂરે, મારા. અને કરે કુપક જળનોરે પાન. રસીયા૦ ૯

દાઢે લાગ્યો માંસને ખાવા લાગ્યો માનવીરે, મારા. એમ ખુટાડ્યા તેણેરે નર કેય; બેસીને વહાણે કેઇક તો પલાઇયારે, મારા. ઘર ઘર પરીઘલ વસ્ત મેલેય. રસીયા૦ ૧૦

ઇણ પરકારે નગરી થઈ એ નર વિનારે, મારા, સુંદરી આખી રાખી છે એક; સાતમેં દિનતે મને કહી ગયોરે, મારા. દાખું તે તુજનેરે વિવેક. રસિયા૦ ૧૧

મંસાહારી દાણવ નારી હું અછુરે, ગારા. એતો માર્યા મેં પૂરના લોક; રાખી છે નારી તુજને પરણવા કારણેરે, મારા. બેસી રહે જે તુ ઈણ ઓક. રસીયા૦ ૧૨

લગન છે લલના લાજે દિન સાતમેંરે, મારા. તેમ કોઈ જાવું મો-

ટેરે ગામ; વીવાહની વિધી લાવું વસ્તુ તે આપણીરે, મારા. પરણી રહીશું સુખેરે એ ઠામ. રસીયા૦ ૧૩
ધીરજ ધારી સાતમો દિન તે આજ છે રે, મારા. આવ્યા નાતસવાનો છે પાય; હણુસે સોભાગી દાણુવ આવીને તનેરે, મારા. જાવો કોઈક બીજેરે ઠાય. રસીયા૦ ૧૪
વદે ધન બાળા તું મન માંહી બીશમાંરે, મારા. પાપી મરશે તે મુજ હાથ; રહો છીપાઇ ખડગ આપું મુજ બાપનુંરે, મારા. સુંદરી કુ'છે રાખીને સાથ; રસીથા૦ ૧૫
તુજને બતાવું વાલા એક ઉપાયનેરે, મારા. સેજે મરશે પાપીરે સેહ; વિદ્યા પુજન કાલે મારે સિદ્ધે જોરસ્યુંરે, મારા સાહસ મનમેં દ્રઢ રાખેહ. રસીયા૦ ૧૬
શ્રીશ્રી કુમર વચ્છરાજના રાસનીરે, મારા. બીજે ઉલ્લાસે પુરીએ ઢાળ; દસમી ભાખી પુરૂ ક્રમ નીય વાખુનીરે, મારા. ઋખભ વખાણે પુન્યે વિશાળ. રસીયા૦ ૧૭

## ॥ દુહો ॥

બાળા મુખથી સાંભળી, ધનદ હુઓ પરસન્ન;
તામ પવાદને આવતો, દીઠો નયણે ગગન. ૧
હાથ મહીં મડદુ' ગ્રહ્યું, વાદળની પરે ધાય;
કાલા તનથી લાગીઓ, કાજળ દ્રિપે જાય.

## ॥ ઢાળ ૧૧ મી ॥ દેશી ॥ જગજીવન જગ વાલહો.

પગ સેવકપરે દીસતો, રાક્ષસ તે ભયકાર લાલરે;
નખને જાણે પાવડા, મુખ કરતો હું હું કાર લાલરે. જોજ્યોરે કૌતક વાતડી. આંકણી. ૧
કર્ણ સુપડની ઓપમાં, ધ્રુજાવતે કાય લાલરે
બળતી જાણે તાપણી, નયણુ ઈસી ડોલાય લાલરે જોજ્યો૦ ૨
શિર ઉપરના વાળ જે, તેનો જાણે ઝાડ લાલરે
ઉતંગ તે તરૂ તાડરયો, ઉપડયો જાણે પહાડ લાલરે જોજ્યો૦ ૩
દાતં તે દંતાળી પરે, સહુ દારૂણ દેહાર લાલરે
દેખી ધનંદ પલાદતે, નાચ્યો હરી અપાર લાલરે જોજ્યો૦ ૪
આનંદા હાલી ચાલીને, ભક્ષણ મળીઓ ત્યાર લાલરે
બેઠો પૂજા કારણે, ધનદે ગ્રહી તરવાર લાલરે જોજ્યો૦ ૫

પાસે આવી એમ ભણે, રે દાણુવ પાપીઠ લાલરે
હવે નહીં છોડુ તુજને, તારો સંભાર તું ઈઠ લાલરે જોજ્યો૦ ૬
કર્યો ખડગ પ્રહારતે, પહોંચાડયો યમ ધામ લાલરે
તિલકસુંદરી તે દેખીને, હર્ષીત હુઇ તામ લાલરે જોજ્યો૦ ૭
તેહજ વેળા તે ઘડી, પરણ્યાં ઉજ્જડ પૂર લાલરે
કહેતાં એક દિન તીહાંકણે, ભોગવી સુખ અંકુર લાલરે જોજ્યો૦ ૮
સાર વસ્તુ લઇ નીકળ્યાં, આવ્યાં દેવીને ઠામ લાલરે
ચક્કેસરી નમી ચાલતાં, કર્યો કુપક વિસરામ લાલરે જોજ્યો૦ ૯
એહવે પુન્ય પ્રયોગથી, આવ્યાં કોઈક વાણુ લાલરે
કાઢયાં સ્ત્રી ભરથારને, જાણી પુન્ય સુજાણુ લાલરે જોજ્યો૦ ૧૦
પુછે વ્યવહારી ફરી, કેમ પડીયા? જળકુપ લાલરે
ધનદ કહે તમે સાંભળો, કરમના ખેલ એ ભુવ લાલરે જોજ્યો૦ ૧૧
ભરતક્ષેત્ર વાસી અમો, ભરી કરીયાણું અનેક લાલરે
ખુડયાં એહ સમુદ્રમાં, મુજ વાહણુ ઉદેક લાલરે જોજ્યો૦ ૧૨
ફલક પામી નીસર્યાં, કાંપે આયુષને જોર લાલરે
તરસ્યાં થયાં જળ ખોળતે, અમે આવ્યાઇણુ ઠોર લાલરે જો૦ ૧૩
જળ જો તે કુપે પડી, નારી રાગ વસેણુ લાલરે
મેં પણુ તવ ઝંપા ભરી, પુઠેગી વીલ પેણુ લાલરે જોજ્યો૦ ૧૪
કુપમેખલ માંહે પડયા, તીહાં તુઠી જળદેવ લાલરે
રયણુ આભુષણુ આપીને, કહે ચિંતા મ કરેય લાલરે જોજ્યો૦ ૧૫
વાહણુ આવે જલ હરે, જાજે તેહને લાર લાલરે
તે હવે તું આવ્યો ઇંહાં કીધો અમ ઉપગાર લાલરે જોજ્યો૦ ૧૬
દેવદત્ત કહે ભરતે વસુ, દ્વિપ કટાહે જ્યાંગ લાલરે
પાછો વળીઓ ઘર ભણી, ચાલ્યો તમે સમુચ્છાય લાલરે જોજ્યો૦ ૧૭
દંપતિ બેઠાં યાનમેં, સાથે લઇ સહુ માલ લાલરે
બીજે ઉલ્લાસે અગ્યારમી, ઋખભવિજય કહી ઢાલ લાલરે જો૦ ૧૮

॥ દુહો. ॥

સારથપતી ચાલ્યો હવે, ધનદત્ત સાથે લેય;
નિજ પરિવારે પરવરી, સાગર યાન ધરેય.
સુંદર ધનદની સુંદરી, સાર્થપ ચિંતે દેખ;

જો મળે મહીલા એ મુને, તો સહી પુન્ય વિશેષ. ૨
એમ ચિંતવતે યામની, પડી સુતા જન તામ;
દેહ ચીંતા કુમર ગયો, તરી મંચીપર જામ. ૩
દેવદત્ત અવસર લહી, નાખ્યો જળધી મઝાર;
યાન ગયાં જવ વેગળાં, તવ કીધો પોકાર. ૪
જાગો ! જાગો ! હે જના, ધનદત વલ્લભસેણ;
શરીર ચીતા કારણ ગયો, કેમ નાવ્યો હજુ તેણ. ૫
કે પડયો સલીલ અગાધમેં, બોલ્યો સાર્થપ વાણ;
તિલકસુંદરી સાંભળી, લાગ્યો બાણ સમાણ. ૬
કાંન્તા આવીને જુએ, દીઠો નહીં ભરથાર;
કાચા હૃદયની કામની, નેત્ર ઝરંતે ધાર. ૭
પીહરીઓ શૂનો થયો, સાસરીઓ અજાણ;
મધ્ય દરિઆમાં મેલીને, ચાલ્યો કંથ સુજાણ. ૮
રૂદન કરતા ગઇ યામની, મ કરો એમ વિલાપ;
દેવ દયા આણે નહીં, કેમ સંતાપો આપ. ૯
થા તું સુંદરો માહરી, તીશણી શેઠ વચન;
નૃપ આદેશે તે થશે, કાંતાં સમઝ મન. ૧૦
મારો પતિ મઠિ મતિ, માર્યો મુજ લોભેણ;
શિલવંધીસી એહને, રાખું વયણ વલેણ. ૧૧
મનમાંહે ધીરજ ધરો, કાલે થાશે કામ;
કાળે ફળતરૂ નીપજે, કાળે ઉજ્જડ ગામ. ૧૨

**यतः**

**क्षणे न लभ्य ते यामो, यामे न लभ्य तं दीनं॥**
**दीने न लभ्य ते कालं, कालः कालो भविष्यति॥१॥**

ઇણીપરે વચને ભોળવી, રાખે શેઠને નાર;
ધનદત્ત દરિયામાં પડયો, તેહ સબંધ વિચાર.* ૧૩

**॥ ઢાળ ૧૨ મી. ॥ દેશી ॥ ધવલશેઠ લઇ ભેટણું.**

ધનદ પડયો જવ સાગરે, લાધ્યું ફળકતે યાનરે;
ગાઢું મુરસેં ભીડીયું; ઉલો લેક્ષ ભુમાનરે. ધનદ૦ ૧

જળ વાટે વહેતાં તટે, આવ્યો પાંચે દિનરે;
ઉંચ ભૂખે નજરે પડી, નીજ નગરી આસનરે. ધનદ૦ ૨
મીને ગળ્યો જતે આગળે, ધનદને ફુલકસ ઘાતોરે;
નરક સગાની વેદના, જોજ્યો કર્મની વાતોરે. ધનદ૦ ૩
દેવી રયણ પ્રભાવથી, ઝખવહી આવ્યો તીરરે;
મચ્છ ગ્રહ્યો મચ્છી જાળમાં, કાઢ્યો બાહીર નીરરે. ધનદ૦ ૪
કાંઠે લાવી વીડારીઓ, તવરે મનુષ્ય દીઠરે;
ચીત્રીત હુવા સહુ ધીવરા, એ શું? અચંભ ઉદીઠરે. ધનદ૦ ૫
નવરાવ્યો જળથી જળે, લાવ્યા રાજ સભાએરે;
કોણ નર તું? કોણ જાતીઓ? પૂછ્યું પહેલું રાએરે. ધનદ૦ ૬
જાત વણીક યાન ભાગીયાં, મધ્યે ફૂલકને મળીઓરે;
આવ્યો એ નગરી કને, તેહવે મચ્છે ગળીઓરે. ધનદ૦ ૭
સાંભળી રાય આણંદીઓ, મચ્છોદર ધર્યું નામરે;
રાએ થગીધર થાપીઓ, કરતાં સહુ પરણામરે. ધનદ૦ ૮
સુદત્ત જે વ્યવહારીઓ, ઇટો ધન લેઇ આવ્યોરે;
ભેટ લઇ ગયો ભૂપને, બહુ માને બેસાડ્યોરે. ધનદ૦ ૯
મીજાણાં કરી બહુ ભાતથી. બેઠા પરખદા માંહેરે;
દિનકરની પરે દીપતો, ધનદને દીઠો ત્યાંહેરે. ધનદ૦ ૧૦
શેઠ ઉઠ્યા ચંચળ મને, પુછે જઇ દરવાનરે;
એહ થગીધર કોણ છે, તે કરો અગને જાણરે. ધનદ૦ ૧૧
મચ્છ ઉદરથી નિસર્યો, એ નર દુ:ખીઓ ભાઇરે;
રાયે થગીધર પદ દીઓ, બીજું ન જાણું ભાઇરે. ધનદ૦ ૧૨
શેઠ પૂછી ચાલ્યો વહી, આવે ઊતારે પોતાનેરે;
ટોળે ડુંબ મળી આવીને, રાગ આલાપે તાનેરે. ધનદ૦ ૧૩
સોના ઇટ દઇ ચારને, શેઠ ભણેરે ગાતંગરે;
રાય થગીધરને તમે, બાંધવ કરો મન રંગરે. ધનદ૦ ૧૪
લાલચી ડુંબ તે આવીયા, રાજાને દરબારરે;
રાગ આલાપી રીઝવ્યો, બોલ્યો નૃપ તિણીવારરે. ધનદ૦ ૧૫
મુખ માગો તમને દીયું, ઉચરે તવ માતંગરે;
ચાંહુ જશ અમે તમતણો, તેહ કરોને અભંગરે. ધનદ૦ ૧૬
તસ યશ વૃદ્ધીને કારણે, ધનદને ભાખે રાયરે;

તંબોળ આપો એહને, મોટા ગાયન કહેવાયરે. ધનદ૦ ૧૭
પાંન બીડું લઇ હાથમાં, થગીધર દેવા જાયરે;
વાજીંત્ર નાંખી કુંબ તે, કંઠે વળગ્યો ધાયરે. ધનદ૦ ૧૮
ભાઇ ભલે ભેટયો તને, સહુ જોતા હતા વાટરે;
બહુ દિવસે વિરહો ટળ્યો, આજ મીટયા ઉચાટરે. ધનદ૦ ૧૯
દીઠો ભૂપે કુંબને, આંખે આંસુ ઝરંતરે;
ધનદને પુછે એહ શું? ભાખો સાચો વૃતાંતરે. ધનદ૦ ૨૦
મચ્છોદર મન ચીંતવી, બોલ્યો બુધ્ધી નીપાયરે;
એ બાંધવ છે માહરો, પણ નીશાણીને રાયરે. ધનદ૦ ૨૧
ઈણુકનકા પુરીએ વસ્યાં એના એક છે તાતરે;
ગીત નૃત્યે ડાહ્યો ઘણો, અમ દોય જુદી માતરે. ધનદ૦ ૨૨
વલ્લભ નહીં પીતા મને, માહરી માતા જેહરે;
તેમ હું પણ નવી વલહો, કેણુ ન માને તેહરે. ધનદ૦ ૨૩
શ્રીશ્રી કુમર વચ્છરાયના, રાસની બારમી ઢાળરે;
ઋખવવિજય કહે આગળે, સાંભળો વાત રસાળરે. ધનદ૦ ૨૪

## ॥ દુહો. ॥

એની માયને ઉપરે, રાખે નેહ અથાગ;
મુજ પીતાને સાહેબા, બાંધવ સ્યું અતિરાગ. ૧
પાંચ રતન દીધાં મને, ધાલ્યાં કંઇ વિચાલ;
કાઢી દેખાડે તે સમે, એ જુઓ નયણ નિહાલ. ૨
વાહલો હતો એ તાતને, ગાઢીને મન ચંગ;
તે કારણ સહુ શરીરમેં, રત્ન છે અંગો વંગ. ૩
રયણ દેખીને ભૂપતી, કહે ચરનેં તેણી વાર;
ચીરો કુંબ શરીરને, મકરો વાર લગાર. ૪
કુંબ્યો શુણી તે વચનને, બોલ્યો તવ માતંગ;
સાહેબ ગરીબ ન મારીએ, રયણ નહીં મુજ અંગ. ૫
દંભે દુઃખ નીપાવીઓ, જેમ ચોરી કરનાર;
રાજા પુછે કુંબને, તે દાખે અધિકાર. ૬

## ॥ ઢાળ ૧૩ મી ॥ દેશી ॥ હાંરે મારે ઠામ ધરમના સાડી પચવીસ દેશજો.

હાંરે કાંઇ કરીયાણા લઇ આવ્યો શેઠ સુદત્તજો, લોભેથી તેણે તે મૂં

જને ભોળવ્યોરે લોલ. હારે કુંળ કલંકની દીધી એણે મતજો, મેં પણ આવી એના કુળને ઓળખ્યોરે લોલ. ૧
હાંરે એને નયણે ઓળખુ નહીંય લગારજો, કુણ દેશે કુણ માતા એનો તાતછેરે લોલ; હાંરે આવી મેંજે કુંળ કર્યો નીરધારજો. તે સહુ જાણો સાહેબ જુદી વાતછેરે લોલ. ૨
હાંરે ગરીબ ન મારો જો નવી માનો વાતજો, તો લાવ્યોછું એહની સોના ઇંટીકારે લોલ; હાંરે મોકલી દાસ મગાવો હજી અખીયતજો, દેશેરે મુજ ઘેરે જાણે બાળીકારે લોલ. ૩
હાંરે સાંચું સાંભળી રાએ દોડાવ્યા દાસજો, લાવ્યારે ઇંટો સોનાની નીરમળીરે લોલ; હાંરે ભૂપે જોયું ધનદભણી ઉલ્લાસજો, તવ બોલ્યો ગચ્છોદર અવસર અટકળીરે લોલ. ૪
હાંરે અક્ષર વાંચો રાજન નેત્ર નિહાળજો, એ માંહે છે લખીયું નાગજ માહરૂંરે લોલ; હાંરે કરવા સાચને જોવે જામતે માલજો, સત્ય ઉતરીયું તવ અંગરથી પાધરૂંરે લોલ. ૫
હારે શેઠ બોલાવ્યો પ્રેખી દાસ ઉદારજો, કુંળ સંઘાતે હણવાની આપી રજારે લોલ; હારે લાવે સેવક જયા નગરી બજારજો, તવ છોડાવ્યો એકી સહુ હોઇ પ્રજારે લોલ. ૬
હાંરે વહાણકેરો માલ હતો જે રાયજો, લાવ્યોરે દરબારે ધનદતણો કહેરે લોલ; હાંરે શેઠ સુદત્ત તે ગયો નિજ ઘર ઠાયજો, ગચ્છોદર પણ સુખવિલસે નૃપને અહેરે લોલ. ૭
હાંરે એક દિન પુછે ધનદત્તને તિહાં ભૂપજો, કયાં ઉપન્યો ? કુણ નગરે તાત છે તાહરોરે લોલ: હાંરે ભાખ્યુ આદ્યથકી નીજ સકળ સ્વરૂપજો, ઇણ નગરીએ સહુ કુટુંબ તે માહરોરે લોલ. ૮
હાંરે તદનંતર વેવારી દેવ સુદત્તજો, તે પણ આવ્યો સનીડે નૃપને ભેટવારે લોલ; હાંરે ગળીહળી ભાખે કરે નૃપને વિનતજો, આવ્યોછું ઝગડાના દુઃખને મેટવારે લોલ. ૯
હાંરે દરિયામાંથી લાધી છે એક નારજો, તે પરણું જો આપોતો મુજને રજારે લોલ; હારે પુછી જોવે નારીને મહીધારજો, બોલીરે કરી મુસટ પરીચયમાં ભજારે લોલ. ૧૦
હાંરે એછે પાપી શેઠ કુબુધ્ધી અપારજો, નાંખ્યોરે દરિયામાં મુજ પતિ રાતમાંરે લોલ; હાંરે હુંતો એની સ્ત્રી નથી થાઉં લગારજો, પડ-

આવ્યો મેં વાત કળાએ વાટમારે લોલ. ૧૧
હાંરે નયકરો અનશું એ સાચું સહી જાણજો, તવ મેળાવીઓ રાજાએ ધનદત્તનેરે લોલ; હાંરે કુન્યપૂરીના દેખાડે અય દાણજો, ગાન્યુંરે દયતાએ જાણી તહત્તનેરે લોલ. ૧૨
હાંરે હરખ્યા દંપતે નાઠા દુ ખ જંજાળજો, સુખ વિલસે સૂરપતીજયું રાજાને ઘરેરે લોલ; હાંરે એક દિન મચ્છોદરનો તે ગહીપાળજો, મળવાને નિજ તાતને મંદિર પદધરેરે લોલ. ૧૩
હાંરે પુરવલીધી ગાથાનો વારતતજો, નીગણીરે તે શેઠ આલીંગીને મળ્યોરે લોલ, હાંરે માંહોમાંહે તસ પરિવાર મીલંતજો, પુત્ર ભળાવી રાજા મહેલ ભણી વળ્યોરે લોલ. ૧૪
હાંરે ભૂપતી કુમરને કુસુમે ડંકયો નાગજો, રયણ પ્રભાવે વિખધર વિખ કીધો પરેરે લોલ; હાંરે દેવરતનથી કીધો નારી રાગજો, શુલ હર્યો રાજાનો રોગ તે આકરોરે લોલ. ૧૫
હાંરે અરથ વિશેશી જોજ્યો ગ્રંથે ખાસજો, ધનદત્ત નરને ઉપગારી તે બહુ થયોરે લોલ; હાંરે છેલે વયવ્રત લીધું ગુરૂની પાસજો, પુન્યોદયથી કલ્પે સૂર સુખ પામીઓરે લોલ ૧૬
હાંરે શ્રી કુમર વચ્છ રાસની તેરમી ઢાળજો, પુરીએ હુઈ સહી મંગળ માળીકારે લોલ; હાંરે શ્રોણે શ્રુણતાં પ્રગટે બુધ્ધિ વિશાળજો, ઋખભતણે ઘટ પ્રગટી જ્ઞાનની દીપીકારે લોલ. ૧૭

॥ દુહો. ॥

સૂર લોકથી તે ચવી, જનશે ક્ષેત્ર વિદેહ;
શુધ ચરણ સહાયથી, પરમનંદ પદ ગેહ. ૧
ભયમાં નાસે જે નરા, તેનો કાયર કામ,
પણ પરદુ:ખભંજન સૂરા, હોએ વિરલે ધામ. ૨
કુમર કહે જે કન્યકા, તે કેમ? નાઠા જાય;
કામ પડે કુળ ઓળખે, લોક કહે મુખવાય ૩

## ॥ ઢાળ ૧૪ મી ॥ દેશી ॥ મોતીડાની.

ઉત્તમ જાતી ક્ષત્રિ કહાતું, કરે જગદીશનો દોષ હરાતું;
શ્રુણીએ સુજ વાત રસાળી, માનની લટકાળી—આકણી
લેશ રિકર મન ગત કર બાળા, મંત્ર શૂરા સમમાં કરવાલા. શ્રુ૦ ૧.

કુમરને વયણે હરખી નાર, નૃપ નંદન પણ કરે ઉપગાર; શૂ૦ મા૦
સંધ્યા સમય પ્રગટી દિપજયોત, નિશાએ શશિહર થયોરે ઉધ્યોત. શૂ૦ ૨
સુતીશ્રીદત્તા જઇ સુખ સેજે, નિંદ્રા લહીતે એકલહેજે; શૂ૦ મા૦
વચ્છકુમર તવ હેઠળ આવ્યો, એહ દારૂ મહા ગોખે ચઢાવ્યો. શૂ૦ ૩
કુમર સમીપે સેજે પહોઢયો, ઉજવળ ઉપર વસ્ત્ર ઓઢાડયો; શૂ૦ મા૦
દીપ અંધારમેં બેઠો છીપાઇ, ચતૂર ચિતારે જયું ચિત્ર લખાઇ. શૂ૦ ૪
ખડગ ઉઘાડોને ચિત લગાવી, વાતા યાનમે નજર ઠરાવી; શૂ૦ મા૦
તવ મનુષ્યાકૃતી ધોખે દેખે, થયો સાવધાનપણે તે વિશેખે. શૂ૦ મા૦૫
હીરા જડીયા કનકની જાતી, મુદ્રા આંગુલીએ ઝલકે સોહાતી; શૂ૦મા૦
સોને ઘડીત મઢયો છે ચૂડો, પેઠો એક્રૂ કર ગોખે રૂડો. શૂ૦ મા૦૬
વલી બાંધી હોય ઓખધી હાથે, કસીને જાડા દવરક સાથે; શૂ૦ મા૦
ધુમ્ર વિદ્યા એક ધ્યાને સમારે, ધીમે ધુમ્ર થયો હુંકારે. શૂ૦ મા૦ ૭
ધુમઘટા મેં નયણો ભરાણી, કુમરે વ્યંતરી નિશ્ચે જાણી; શૂ૦ મા૦
જઇને સેજમાં નરને નિહાળે, તવ એક સુંકું કાષ્ટને ભાળે. શૂ૦ મા૦ ૮
થઇ કોપાતુર વ્યંતર રાણી, ઉઠયો કુમર તરવાર લે પાણી; શૂ૦ મા૦
સાહસ દેખી નાઠી જેવે, ઘાવ કર્યો પાછળથી તેવે. શૂ૦ મા૦ ૯
બાંધી દવરક સહીત તે બુટી, તે કરથી પડી તામસ ત્રૂટી; શૂ૦ મા૦
લીધી વચ્છે ઓખધી જયારે, વ્યંતરી પેખી નાઠી તે વારે. શૂ૦ ૧૦
કેડ ધરી વચ્છ બોલે ઉલાસી, રે રે! નાસેછે શું દાસી; શૂ૦ મા૦
જીવલે દોડી જડી ન સંભારી, મરણસમો ભય નહીં જગભારી. શૂ૦ ૧૧
પાછો વળ્યો વર વીર કુમરજે, આવી બેઠો કુમરી સુખ સેજે; શૂ૦ મા૦
થયો પ્રભાત ઉગ્યો દિનવારૂ, જાગી શેઠની કન્ય ઉદારૂ. શૂ૦ મા૦૧૨
વચ્છ તન આખું પેખીને હરખે, ઘણુ દક્ષતા તે વીર નર પરખે; શૂ૦
મારૂં જો પુન્ય હોશે કિરતાર, તો એ પામું આ ભવભરથાર. શૂ૦૧૩
એવે દાસી દાતણ લઇ આવે. કુમરીતણે પાસે મન ભાવે; શૂ૦ મા૦
દીઠી અક્ષર નર નારીની જોડી, શેઠને પાસ જઇ નૃગી દોડી. શૂ૦૧૪
સાંભળ શેઠ સલુણા સોભાગી, હવે તુમ પુન્ય દશાને જાગી; શૂ૦
રયણી વસ્યો જે તુમ ધુઅ પાસે. બેઠો વિદેશી મુખ વિકાસે. શૂ. ૧૫
ભાગ્યવંતો નર તુજને ભેટયો, કારણનો દૂઃખ સઘળો મેટયો; શૂ૦
વીકસે પામી જેમ જળમેહ; કદંબ કુસુમપરે હરખ્યો તેહ. શૂ૦ ૧૬
આવ્યો મંદિર ધસમસ સીધો, દેખી વચ્છને પ્રણિપત કીધો; શૂ૦

વાણી વદે ઇમ તું જગશીર, સ્વામી તુંતો બળીઓ વીર. શૂ૦ મા૦ ૧૭
લવણુસમો જળ ભરીઓ દરિઓ, ભાખો વ્યંતરી દુઃખ કેમ તરીઓ; શૂ૦
સાહસીક બોલ્યો રહી એકાંત, કહ્યો રજનીનો સહુ વીરતંત. શૂ૦ ૧૮
વચ્છવ્યતીકર શુણી હરખંત, કરજોડી દોય શેઠ વદંત; શૂ૦ મા૦
પ્રાણવલભ મુજ એક અનેક, પરણીને રાખો કુળ ટેક શૂ૦ મા૦ ૧૯
બોલ્યો કુમર તવ અવસર જાણી, નવી ઓળખો મૂજ જાતીકુલાણી; શૂ.
કેમ આપો ? કુમરી ચિત સાખે, વળતી ઈભ્યતે વચ્છને ભાખે. શૂ૦ ૨૦
જાણ્યો મેં વચ્છ ઉત્તમ ગુણવંત, ન કરો તમે હવે તાણ અત્યંત; શૂ૦
કુમર કહે જાવું પરદેશ મારે, વળતાં આવીશ ઈણુ આગારે. શૂ૦ ૨૧
માનો અરજ એ વાતછે રૂડી, મેંતો કીધી પ્રતિજ્ઞા ભૂંડી; શૂ૦ મા૦
ખટમાસી અવધીએ નીકળીઓ, છઠ્ઠે માસે ઈહાં તુમ મળીઓ શૂ૦૨૨
ઓછા માસમાં જવું છે ઘેર, માટે મુજપર રાખો મહેર; શૂ૦ મા૦
નહીં જાવુંતો મુજ માસી અટારી, કલહને કરશે ચિંતા ભારી. શૂ૦ ૨૩
સાંભળી શેઠે લીધો લગન, સજ્જન સાખે દીધી કન્ય; શૂ૦ મા૦
દાન આભુષણ દીએ લખકોડ, શેઠજી સસરો બેકરજોડ. શૂ૦ મા૦ ૨૪
કુમર રહે સુસરા ઘર વાસ, હુઓ પુરો બીજો ઉલાસ; શૂ૦ મા૦
ઋખભવિજય કવિ ચરિત્રની સાખી, ઢાળ એ ચૌદમી પૂરી ભાખી. શૂ૨૫

वच्छकुमरनो रास, चौदे ढाळे द्वितिय उल्लास; ॥
जेमजेम वात करुं प्रकाश, तमतेम आपे अधिक मीठाश. १
इति द्वितियउलास प्राकृतप्रबंधेन वच्छराज च-
रित्रन ॥ मातृथार्थेपुनः परदेशे निर्गमन ॥ १ ॥ शेठ
मीलन ॥२॥ महीलाग्रे वार्ताकथन ॥३॥ तस व्यंतरी
दूखहरन॥४॥ एभी चतुर्भीकळाद्दतो द्वितिय प्रस्ताव
संपुर्णम्ः

॥ દુહા. ॥

સુખદાયક બાવીસમો, રાજુલનો ભરથાર;
બ્રહ્મચારી સમરૂં સદા, શિવપુરનો દાતાર. ૧
પ્રણમું વામાનંદને, સંખેશ્વર ધણી જેહ;
જરાહરી કેશવ તણી, અતર જાગી તેહ. ૨
સરસ્વતીમાત મયા કરી, દેજો વચન વિલાસ;
હવે ત્રીજા ઉલાસનો, આદર શું અભ્યાસ. ૩
નમીએ માયને તાતને, જેણે દીધો અવતાર;
જ્ઞાન ગુરૂ નમશું વિધે, ધર્મ દેખાવણ હાર. ૪
વચ્છ કહે નીજ નારને, સાંભળ સ્નેહી મુજ;
જાવાને પરદેશમાં, આણા માગુ તુજ. ૫
થીર મને રહેજ્યો તમે, દેજ્યો દાનસુપાત્ર;
નિર્મળ શિયળને પાળજ્યો, કરજ્યો નિર્મળ ગાત્ર. ૬
પ્રિતમ ગમનને સાંભળી, નારી હુઇ દિલગીર;
જાણે શ્રાવણ મેહ જ્યું, વરસે આંખે નીર. ૭
સઘળું દુઃખ ખમીએ પ્રભુ, પણ વિરહો ન ખમાય;
વિરહાનળની ઝાળજે, પિયુવિણ નહીં ઓલાય. ૮
જો પ્રીતમ ચાલો તમે, તો મુજ તેડો સંગ;
સેવા કરશું તુમતણી, જોશું દેશ તરંગ. ૯

॥ઢાળ ૧ લી॥ દેશી॥ જુઓ આગમ ગતી પુન્યનીરે

વચ્છ કહે નારી સુણોરે, તુમશું ચોળ સનેહરે;
લાગ્યો તે છોડું નહીંરે, મ કરે મન સંદેહરે. વાલીમ વાત એ પ્રેમનીરે;
હરને ગૌરી વલ્હીરે, રયણીને વળી ચંદરે;
ગોવીંદને કમળા જીસીરે, કમળ વિકાશી દીણંદરે. વાલીમ૦ ૨
નારી દેહ સુરંગનેરે. વરવર તે ઘર રાજરે;
પીકને સુરતરૂ મંજરીરે, ઉત્તમ અંતર લાજરે. વાલીમ૦ ૩
તરસ્યાંને જળ મીઠડાંરે, સારીંગને સારીંગરે;
સુલ્લભ બોધી પુન્યનેરે, તમ અમ પ્રેમ એ મંગરે. વાલીમ૦ ૪
તવ બોલી નારી તીહાંરે, તું મુકતાફળ આહારરે;
મળીઓ સુરપતિ સારીખોરે, ફળીઓ પુન્ય અપારરે. વાલીમ૦ ૫

મુજ ભાગ્યેથી આવીયાંરે, કારણ દુઃખ કર્યા દુરરે;
ચિંતામણી મુજ કર ચઢયોરે, પ્રગટયો પ્રેમ અંકુરરે. વાલીમ૦ ૬
સાચી સગાઇ તુમસું કરીરે, પાલવ બાંધી મુજરે;
જીવીત સુધી સાંધીઓરે, નેહલો સાથે તુજરે. વાલીમ૦ ૭
નાખી પાસે પ્રેમનેરે, કેમ જાવો પરદેશરે;
નારી નીરાશ ન કીજીએરે, તુમ ખોળે શીર કેશરે. વાલીમ૦ ૮
દેવભુવનના સારીખારે, મંદિર સુંદર નારરે;
કેમ મુકો ઇણ અવસરેરે, નિતિશાસ્ત્ર સંભારરે. વાલીમ૦ ૯
સ્ત્રી ધન સુત રાજ્યનેરે, રાખે નહીં શુના એહરે;
ચાતુર નર ભૂલે નહીરે, શુને વિધટે તેહરે. વાલીમ૦ ૧૦
તેમ તુમને કહું વિનતીરે, આતમના વિશરામરે;
નારી સાથે લીજીએરે, તેહથી જશ અભિરામરે. વાલીમ૦ ૧૧
કંત વીહુણી કામનીરે, રજની ઘોર અંધારરે;
કંથ વિના શિણગાર જેરે, તેતો ખપર અંગારરે. વાલીમ૦ ૧૨
લાખ લોકે મંદિર ભર્યાંરે, નાહવીણનીકાં જાણરે;
ભોજન ફીકાં ઘૃત વિનારે, તેમ જીવીત આ પ્રમાણરે. વાલીમ૦ ૧૩
બાળા ધન અવતારનેરે, જશ મંદિર ભરથારરે;
વીણ પુને ભોગ થયારે, અબળાની કરો સારરે. વાલીમ૦ ૧૪
તુમથી રૂડા પંખીયારે, અજ્ઞાને બાંધ્યા દેહરે;
બેસે આવી જોડલેરે, તરૂ ડાળે નિજ ગેહરે. વાલીમ૦ ૧૫
ચાર પહોર અંતર પડેરે, તો ખગ ઝુરી જાયરે;
તો તું બુદ્ધિ આગળોરે, કેમ નીસનેહી થાયરે. વાલીમ૦ ૧૬
પ્રીત ભલી પારેવડાંરે, ગાયા રાખણ મોરરે;
ગીહુણ તજે નહીં કુંજડીરે, નરની જાતી કઠોરરે. વાલમ૦ ૧૭
કેતકી વિરહ પડયો યદારે, ભમરો મન અકળાયરે;
જાતી અનેક છે ફુલનીરે, પણ તસ સમીપ ન જાયરે. વાલમ૦ ૧૮
કોય કહે દોય વાસરે રે, સુખ દુઃખ સહીએ શરીરરે;
જબ લગે ગોરીની કેલકીરે, તબ લગે ગેહ કરીરરે. વાલમ૦ ૧૯
પુરવ બળી ઇહાં કેતકીરે, તીહાં લગે લોહું છારરે;
કાય ભમરની શ્યામળીરે, પ્રીતમ નેહ વિચારરે. વાલમ૦ ૨૦
કેડ ન મેલું તુમતણીરે, કાયા છાયા સંગરે;

તુમ સાથે અમે આવશુંરે, એ મુજ વાણુ અભંગરે. વાલમ૦ ૨૧
શેઠ સુતાએ ઈણીપરેરે, પીઉને વિનતી કીધરે;
નૃપ નંદન પણ સાંભળેરે, માયા જાળ વિલુદ્ધરે. વાલમ૦ ૨૨
શ્રી શ્રી કુમર વચ્છરાયનંરે, રાસને ત્રીજે ઉલ્લાસરે;
ઢાળ એ પહેલી મન ધરોરે, ઋખભવિજય કહે ખાસરે. વાલમ૦ ૨૩

## ॥ દુહા. ॥

વચ્છ વદે નારી પ્રત્યે, સાંભળ તું ગુણગેહ;
પ્રાણ જીવન તું મુજ અછે, હું કેમ દેઇશ છેહ. ૧
પાલવ બાંધી તાણરો, દોગન કેમ ધવરાય;
રાખું જો તુમથી આંતરો, તો મુજ પ્રભુ દુહવાય. ૨
તે કેમ ? કરૂં સુંદરી, તુમથી દિલ બદલાય;
દેખી પેખી મક્ષીકા, જીવીત કેમ ગલાય. ૩
સાથે તમને તેડતાં, નથી પુરવતું મન;
નારી તે પગ બાંધણું, કહુંછું તે પડી વન. ૪
મત જાણે તું હૃદયમેં, પ્રિતમ દેશે છેહ;
દોય તિન માસને અંતરે, આવીશ હું સસનેહ. ૫
ઘર મેલીને નીકળ્યો, ઉતરી અંબરકાજ;
ખટ માસે જો નવી મળે તો ન રહે મુજ લાજ. ૬
માસીને મેં એમ કહ્યું, આવું ચીવરને લેય;
નવ લાવું તો બાળરૂં, શરીર ચિતામેં દેય. ૭
શીખ ભળામણ ઇણીપરે, સુદત્તાને દીધ;
હવે આગળ જવા ભણી, વચ્છે મહુરત લીધ. ૮
આદેશ પામી શેઠનો, નીકળ્યો વચ્છ કુમાર;
વોળાવા સહુ સંચર્યા, મિત્ર કુટંબ તેવાર. ૯

## ॥ ઢાળ ૨ જી ॥ દેશી॥ સુઅરીયાની માએ સુઅર વારીઓરે—

નારી ભણેરે કંથ આગળેરે, વાલ્હામારા, વરસતી આંશ્રુની ધારે,
પીયુજી પૂરણ પ્રીતડીરે વા૦ મત મુકજ્યોજી વિસારે.
સાહેબીયા મારારે, સાહેબ મારા વેલેરો તું ઘેર આવે-આંકણી

પ્રાણ વલ્લભ નહીં વીસરેરે, વા૦ અર્ધ ઘડી આતમરામ;
રતિ પ્રીતિ દોય નારીનેરે, વા૦ જેમ મન વસીયોરે કામ. સા૦ ૨
પણ પ્રીતમ તુમ પાછળેરે, વા૦ તજ્યારે સરસ સવાદ;
કંકુ કાજળ સાહેબારે, વા૦ તજ્યારે ગીતના નાદ. સા૦ ૩
પ્રિતમજી તુમે સિદ્ધ કરોરે, વા૦ મંગળીક હોજ્યો વિસ્તાર;
એમ આસીશને દેઈનેરે, વા૦ વોળાવ્યોરે ભરથાર. સા૦ ૪
શીખ લહી સુસરાદીનીરે, વા૦ કુમરેરે કીધ પ્રયાણ;
જોતાં સહુ પાછ્યાં વળ્યાંરે, વા૦ સાજન ગુણ ગણી ખાણ. સા૦ ૫
ચાલ્યો તેહીજ વનમાંરે, વા૦ ઢાલ ગ્રહી તરવાર;
મોટા ચીહુ દિશ ડુંગરારે, વા૦ પડેરે નીઝરણાની ધાર. સા૦ ૬
ઝાડી મળી બહુ ઝાંખરાંરે, વા૦ આથડે ભીલ્લાની ધાડ;
ગયંદમદ ગાતા ફીરેરે, વા૦ પુંડરીક કરતારે રાંડ. સા૦ ૭
શશક બોલે ચીહુ પાખળેરે, વા૦ અજગર મોટા ફીરંત;
મણીધર તારે બહુ ફણી ધરારે, વા૦ વાંદર હુકક કરંત. સા૦ ૮
ભયંકર વન દેખતોરે વા૦ હીંડે દેતારે દોટ;
જાતે સનમુખ પેખીઓરે વા૦ રમ્યક નગરીનો કોટ. સા૦ ૯
મંદિર ગોખ અટાલીકારે, વા૦ ધરતેરે દેવ વિમાન;
ઉપર પતાકા ફરહરેરે, વા૦ જીહાંરે મુખ અસમાન. સા૦ ૧૦
આવ્યો નગરની બાગળેરે, વા૦ દીઠુંરે સરોવર નીર;
હાથ ધોવા પગ વકુનેરે, વા૦ બેઠોરે તેહને તીર. સા૦ ૧૧
કર ચરણ કરી નિર્મળારે, વા૦ ઉભોરે તેહને પાજે;
તેહવે ટોળાં નારીનાંરે વા૦ આવ્યારે નીરને કાજે. સા૦ ૧૨
રૂપે રંભા સમાનનેરે, વા૦ ઝાંઝરનો ઝમકાર;
ગત ગયંદપરે ચાલતીરે. વા૦ ઝલકેરે અલંકાર. સા૦ ૧૩
દેખી સરૂપા બાળનેરે, વા૦ ચમકયો તે હૃદય મોઝાર;
કોણ નગરીએ અપૂરવારે, વા૦ તતખીણ કરેરે વિચાર સા૦ ૧૪
પુછે વચ્છ એક નારનેરે, વા૦ કેનીએ નગરી સુજાણ;
કોણ? ભૂપતી ઈહાં વરતપેરે, વા૦ કેમ રહો તુમે રાણ. સા૦ ૧૫
કીધી નગરી એ બ્યંતરે, વા૦ ક્રીડારે કાજે કુમાર;
નથી ઈહાં કોઇ ભૂપતીરે, વા૦ પકુતર દેરે તે નાર. સા૦ ૧૬
ફરી ભાખે વચ્છરાજ તેરે, વા૦ એવડો શું કરો નીર;

બોલી તવ તીહાં વ્યંતરીરે, વા૦ સાંભળ ગોરારે વીર. સા૦ ૧૭
અમ વ્યંતરી એક સ્વામીનેરે, વા૦ ગઇ હતી કોઇક ઠાય;
ત્યાં કોઇ પુરૂષ આકરોરે, વા૦ કર્યો વજરનો તે ઘાય. સા૦ ૧૮
તે પીડા બહુ આકરીરે, વા૦ રાત દિવસ નવી જાય;
તલપે મચ્છતણી પરેરે, વા૦ દેખત નવી સહેવાય. સા૦ ૧૯
શાંન્ત થવાને કારણેરે, વા૦ પાણી સીચારે તે બાંહે;
તવ પીડા ઓછી હુએરે, વા૦ તે વિધ કરીએરે આંહે. સા૦ ૨૦
પણ વેદન સગતી નથીરે, વા૦ હજીલગે તેહીરે લગાર;
તેમાં ઘડી ઘડી પાણીનેરે, વા૦ ભરીએરે રાજ ઉદાર. સા૦ ૨૧
કહે કુમર તુમ વ્યંતરીરે, વા૦ તેનારે વિદ્યાના જોર;
કેમ ન મટાડો શરીરનીરે, વા૦ વેદન દુઃખ અઘોર. સા૦ ૨૨
સુણ સોભાગી રાઉલારે, વા૦ વ્યંતર હુઇરે સતુઠ;
વિદ્યા દોય આપી ખરીરે, વા૦ વાત એ સત્ય ન જુઠ. સા૦ ૨૩
પહેલી ત્રણ સરોહણીરે, વા૦ દુજી ધુમોખધી નામ;
તે લઇ હરખે વ્યંતરીરે, વા૦ બાંધી એક કર તામ. સા૦ ૨૪
ગઇ જીહાં ક્રીડા કારણેરે, વા૦ તીહાં કર્યો નરવર ઘાય;
પડી ઓખધી દોય મહીયલેરે, વા૦ આવીરે વ્યંતરી ધાય. સા૦ ૨૫
બીજી પુરી ઢાળ છેરે, વા૦ સુરીએ ત્રીજે ઉલ્લાસ;
ઋખભવિજય કહે આગળેરે, વા૦ ભાખુ રે વચન વિલાસ. સા૦ ૨૬

॥ દુહો. ॥

બોલ્યો વચ્છકુમર ફરી, હું છું વૈદ મનુષ્ય;
ઓખધ બુટી જોગથી, કરૂં તુમ સ્વામીની શુષ્ય. ૧
તો મુજને આપે કીસ્યું, જાતું પુછી જોય;
હું બેઠો તટ ઉપરે, પુછી કહેજે મોય. ૨
ધારી વચન કુમરતણું, ચાલી સહીયર સાથ;
ઘર જઇ કહે વ્યંતરી પ્રત્યે, દશ નખ જોડી હાથ; ૩
વૈદ્ય એક આવ્યોઆ છે, બેઠો સરોવર કોર;
દુઃખીયાનાં હું દુઃખ હરૂં, એમ પાડે છે શોર. ૪
કહેતો તે લાકું ઇહાં, વૈદકશાસ્ત્રનો જાણ;
પણ માગે ધન આગળે, તે વૈદક નીયતણ. ૫
બોલી વ્યંતરી તેહને, લાવો મકરો વાર;

મુખ માગ્યું દેશું પછી, જો મુજ થાશે કરાર. ૬
કુમરે મન ચીંતી તીહાં, કીધો એક પ્રકાર;
ઓખધ ભરીને ઓળીકા, પ્રગટ કરી ઓકાર. ૭
મેલી મધ્ય દોય ઓખધી, બેઠો થઈ નચિંત;
તેવે આવ્યા તેડવા, સાતત ખીણુ બોલંત. ૮
પરસન થઇ તુજ ઉપરે, કહેશે માંગ વદન્ન;
તવ તું લેજે માગીને, તે કહું શણીએ વચન. ૯
કન્ય યુગલ અટાલીએ, દેવ તુરંગ એક સેજ;
લેજે તું ભૂલીશ નાં, કહું છું આણી હેજ. ૧૦
એણી પરે શીખવી આગળે, તેડી લાવી ધાગ;
વૈદને આવ્યો દેખીને, હરખી વ્યંતરી તાગ. ૧૧
બેસાર્યો આદર કરી, સુખ સેજે તિણુવાર;
દીઠી વચ્ચે વ્યંતરી, ઓળખી મન મોઝાર. ૧૨
બે કર જોડી આદરે, બોલી વ્યંતરી તાગ;
જો તું નરનો વૈદ છે, તો કરો સીઘ્ર આરામ. ૧૩

## ॥ ઢાળ ૩ જી ॥ દેશી ॥ કુકડ દેખી કુંડને મન માન્યું લાલ.

છોડી કુમરે ઓળીકા, મન ચીંતે લાલ; કહાડી જડી સુખકાર; અતિ ગન ચીંતે લાલ;
જવ દીઠી તે વ્યંતરી, ગન૦ એ મુજને હણનાર. અતિ૦ ૧
સુદત્તાને મંદિરે, ગન૦ હું ગઇ ક્રીડા કામ; અતિ૦
ઘાવ કર્યો મુજ બાહુડે, મન૦ ઓખધી રહી તે ધાગ. અતિ૦ ૨
નાહી જડીત સાંભરી, ગન૦ તે સહી એણે લીધ; અતિ૦
વેદના સઘળી મુજને ગન૦ એવડી એણે દીધ. અતિ૦ ૩
ક્રીડા કારક ઘર માહરૂં, મન૦ ટાળ્યું એણે ઠામ; અતિ૦
મેં એ પુરૂષને પારખ્યો, મન૦ પણ કેમ દઊં નામ. અતિ૦ ૪
કેમ ભાખું હવે મુખડે, ગન૦ કહેશે સત્ય કે જુઠ. અતિ૦
લેણાથી દેવું પડે; મન૦ જો ગન હોવે રૂઠ. અતિ૦ ૫
કુમરે મણસં રોહીણી, ગન૦ ફેરવી વ્યંતરી ભેર; અતિ૦
ઘાવ પુરાયો શરીરનો, ગન૦ ભાગ્યું વ્યાધીનું ઝેર. અતિ૦ ૬

બોલી વ્યંતરી તેહવે મન૦ વિનય કરત મન જોડ: અતિ૦
કહેજ્યો પુરૂષ સત્યામગ્રે, મન૦ પુછવાનાં મન કોડ. અતિ૦ ૭
મુજને ઘાવ કર્યો પ્રભુ, મન૦ તે સહી તુમ ચો હાથ, અતિ૦
એ ઓખધી દોય ગારુરી, મન૦ કહો સાચુ મહાનાથ. અતિ૦ ૮
વચ્છ કહે શૂણો વ્યંતરી મન૦ તે સહુ સાચી વાત; અતિ૦
સાચુ નીશૂણો વચનને, મન૦ વ્યંતરી અતિ હરખાત. અતિ૦ ૯
કહે કુમરને નાર તે, મન૦ આપું માગે જેહ; અતિ૦
કહે કુમર દૈવ્ય આપ્રછે, મન૦ કન્ય યુગલ સસનેહ. અતિ૦ ૧૦
સેજછે દોને માળીએ, મન૦ સર્વ કારજ કરનાર. અતિ૦
જો તુઠી મુજ ઉપરે, મન૦ તોધ્યો એ નિરધાર. અતિ૦ ૧૧
સાંભળી કુમરના વયણને, મન૦ હૃદયે કરેરે વિચાર; અતિ૦
શું જાણે? ઘર ભેદને મન૦ કોઇકે ભણાવ્યો કુમાર. અતિ૦ ૧૨
જન દીધી સોભાગીયા, મન૦ એ સહુ વસ્તુ તુજ; અતિ૦
પણ એક ચીતે ધ્યાનસ્યું મન૦ નીશુણો વિનતિ મુજ. અતિ૦ ૧૩
વૈતાઢ્ય શૈલે સુંદર, મન૦ ચગર ચંચાપૂર વાસ; અતિ૦
નાંથવા હન ચગરાજીઓ, મન૦ સહુ ચગ તેહનો દાસ. અતિ૦ ૧૪
મદન વેગા રાણી ભલી, મન૦ દ્વિતિય સુવેગા તાસ; અતિ૦
રમણી દોય રૂપેકયતા, મન૦ અતિ સુંદરછે ઉજાસ. અતિ૦ ૧૫
તેહની કુખથી ઉપની, મન૦ રતન ચુલા અભિરામ; અતિ૦
મદન વેગાની દીકરી, મન૦ મદન ચુલા ઈતી નામ. અતિ૦ ૧૬
વાધતે બીજના ચંદ્રજ્યું મન૦ પામી યોવન સાર. અતિ૦
દેખી તરૂણ તે બાળને, મન૦ ઉપન્યો અમ્મા વિચાર. અતિ૦ ૧૭
કોને દેશું બાળએ, મન૦ કોણ હોશે ભરથાર; અતિ૦
યુમણ આંગણે આવીયા, મન૦ મહા તપશી અણગાર. અતિ૦ ૧૮
અમ એ દોય બાળાતણો, મન૦ કોણ? હોશે ભરથાર અતિ૦
પિધા ઘર પુછે તદા, મન૦ કહો શ્વામી અણગાર. અતિ૦ ૧૯
તવ બોલ્યા મુનીશ્વર, મન૦ શૃણ મુજ વચન પ્રમાણ; અતિ૦
વૈરસીંહ સુત પરણશે મન૦ વચ્છ કુમર અભીધાન. અતિ૦ ૨૦
આયુછે તુજ ઢુકડો, મન૦ લગન કન્યાનો દુર; અતિ૦
તે સાંભળ ખેચર પતિ, મન૦ નૃપતિ બનેવી સૂર. અતિ૦ ૨૧
તુમ ભગની ઉપર ફરી, મન૦ પરણ્યો દુજી નાર. અતિ૦

રાગ ધરે તસ ઉપરે, મ૦ જાગ્યો શોકનો ખાર. અતિ૦ ૨૨
કષ્ટ અગ્યાન કરી લીઓ, મ૦ વ્યંતરીનો અવતાર; અતિ૦
શોકય મરીને ઉપની, મ૦ શ્રી સુદત્તા નાર. અતિ૦ ૨૩
તસઘર પેસી નર હણે, મ૦ પૂરવ વૈર સંભાર; અતિ૦
શેઠ સુતાને જે વરે, મ૦ તે કન્યા ભરથાર. અતિ૦ ૨૪
એમ કહી મુની વીચરતા મ૦ ગયા કોઇક અન્ય ઠાણુ; અતિ૦
વિદ્ધાધરે સુંપી મને, મ૦ આયુ માસનું જાણુ. અતિ૦ ૨૫
કાળ કરી વિદ્ધાધરૂ, મ૦ હુએ વ્યંતર ખાસ; અતિ૦
સિધ્યા તુરંગ દીધા મને, મ૦ કરવા સાસરવાસ. અતિ૦ ૨૬
ઓખધી હોય તુએ હાથમેં, મ૦ તુહીજ વચ્છકુમાર; અતિ૦
મુની વચને મેં ઓળખ્યો, મ૦ ધન ક્ષત્રી અવતાર. અતિ૦ ૨૭
પરણાવી બહુ મોચ્છવે, મ૦ વચ્છને વ્યંતરી ત્યાંય; અતિ૦
હોય સ્ત્રી શું સુખ ભોગવે, મ૦ રહે સુખભર સોછાંહ. અતિ૦ ૨૮
શ્રી શ્રી કુમર વચ્છરાસની, મ૦ ઢાળ એ ત્રીજે ઉલ્લાસ; અતિ૦
ઋખભવિજય ભાખે બહુ, મ૦ જેહને જ્ઞાન ઉજાસ. અતિ૦ ૨૯

॥ દુહો. ॥

કરજોડી વ્યંતરી પ્રત્યે, કરે કુમર તે અર્જ;
જવું હવે નિજ દેશમેં, આપો મુજને રજ. ૧
વચ્છતણું મન પારખી, બોલી વ્યંતરી તામ;
જાઓ સધાવો નીજ ઘરે, કરજ્યો રૂડાં કામ. ૨
પુત્રીને બહુ વિધપરે, દેઇ શીખામણ સાર;
બેઠાં દૈવની સેજમાં, વચ્છ નારી તોખાર. ૩
મંત્ર પ્રયોગે સેજને, હાંકે પ્રાત ઉદાર;
દેવ સાનીધના જોગથી, ચાલી ગગન તે વાર. ૪
આવી ઠરી શેઠ મંદિરે, જીહાં સુદત્તા નાર;
ઉગ્યો દિનકર સુંદરૂ, દેખે નિજ ભરથાર. ૫
ઓળખીને પાએ પડી, શ્રી સુદત્તા નાર;
હરખી પુછે પ્રેમથી, પંથતણો સુવિચાર. ૬
કુમરે સઘળો જે કહ્યો, શેઠે નીસુણ્યો તેહ;
સુખ વિલસંતે એકદા, સાંભરીયું નીજ ગેહ. ૭

## ॥ ઢાળ ૪ થી ॥ દેશી ॥ કેશર વરણા હોકે કાટી કસંબો મારા લાલ.

કુમરતે ચિંતે હોકે નીજ ઘર જાવું, મારા લાલ. પટને આપું હોકે તો સુખ પાવું; મારાલાલ; તે મુજ ચિંતા હોકે હૈયડે શાલે, મા૦ સોવન સરખું હોકે તન પરજાળે. મા૦ ૧

વૈદક શાસ્ત્રે હોકે એહવી વાણી, મા૦ નાઠે ચીતે હોકે ધાતની હાણી; મા૦ સુસર પખ્યે હોકે એહવી વાણી, મા૦ હાસ્ય કરાવ હોકે પ્રભુતા ખોવું. મારા૦

દૂર જમાઈ હોકે રયણુ અમોલો, મા૦ ગામ જમાઇ હોકે ભંભર ભોળો; મા૦ ઘેર જમાઇ હોકે ટાકર ટોળો, મા૦ દેશ જમાઈ હોકે સોવન તોલો. મારા૦ ૩

શેઠને પાસે હોકે, વચ્છતે આવી, મા૦ હવે ઘર જઇશું હોકે વાત જણાવી; મા૦ રખે તમે મુકો હોકે નેહ ઉતારી, મા૦ કાગળ લખજ્યો હોકે ફરી સંભારી. મારા૦ ૪

મારા અવગુણ હોકે તમે મત જોજ્યો, મા૦ તમેછો મોટા હોકે બારી હોજ્યો; મા૦ નીશણી સસરો હોકે દિલગીર થાવે, મા૦ રહો કુમરજી હોકે બહુ પરચાવે. મારા૦ ૫

શેઠ સમજાવે હોકે ઘણે ઘણે વાને, મા૦ નિજ ઘર મોહ્યો હોકે તે નવી માને; મા૦ પર આભુષણ હોકે મનને ગમતા, મા૦ શી તે ? ઉપર હોકે ધરવી મમતા. મારા૦ ૬

એણીપરે ચિંતે હોકે કીધ સજાઈ, મા૦ દંપતી બાખે હોકે શણીએ જગાઇ; મા૦ અમે તમ સાથે હોકે કરી છે સગાઈ, મા૦ પુત્રી અમારી હોકે લાડકવાઇ. મારા૦ ૭

બાળપણાથી હોકે પોસીપાળી, મા૦ પ્રાણ અધિક હોકે અમને વહાલી; મા૦ ગુણની પેટી હોકે તમને આપી, મા૦ છેદ ન દેશો હોકે એહને કદાપી. મારા૦ ૮

નવનવી પરણો હોકે દુજી નારી, મા૦ રખે નવી મેલો હોકે નેહ ઉતારી; મા૦ શોકયને ખારે હોકે કજીઓ કરસે, મા૦ કાંઇ નવી કહેજ્યો હોકે કરીને રીસે. મારા૦ ૯

અગઘેર કીધી હોકે એણે લીલા, મા૦ તમે છો મોટા હોકે રાય રસીલા; મા૦ અમ એહ વાલી હોકે જેસી આંખડલી; મા૦ કહો કોણ

ધાલે હોકે આડી જીભલડી. મારા૦ ૧૦
પ્રીતમ સાથે જાતાં હોકે નારી જાતી, મા૦ દુર દેશાંતર હોકે એ મોકલતાં; મા૦ મન નવી ચાલે હોકે પણ શું કરીએ, મા૦ પ્રથમ તિર્થંકર હોકે આણા ધરીએ. મારા૦ ૧૧
વળી ફરી આવી હોકે અમને મળજ્યો, મા૦ ઘણું શું દાખું હોકે વડ પરે ફળજ્યો; મા૦ હૃદય ભીડી હોકે નેહ જગાડી મા૦ નિજ સુતાને હોકે દાખે ગાડી. મારા૦ ૧૨
સપ નીરયણે હોકે રીસ નવ કરજ્યો, મા૦ નિજ બેનીને હોકે પરે તે ગણજ્યો; મા૦ ધ્યાન મન ધરજ્યો હોકે, અરીહા કેરો, મા૦ એહથી જગમાં હોકે નહીં કો અનેરો. મારા૦ ૧૩
પિયુના વયણાં હોકે આગળ રહેજ્યો, મા૦ દાન સુપાત્રે હોકે વળી તમે દેજ્યો; મા૦ આપણ કુળની હોકે વાટે ચલજ્યો મા૦ તત્વ ગુરની હોકે પાસે શ્રણજ્યો. મા૦ ૧૪
ધરમ આદરજ્યો હોકે જીવ દયાનો, મા૦ તે છે રૂડો હોકે પાપ ગયાનો; મા૦ સાતે નીશ્રણી હોકે આંશ્રુ લાવે, મા૦ સામા સામી હોકે કોટ મીલાવે. મારા૦ ૧૫
સુદત્તાને હોકે શ્રીફળ આપી, મા૦ માતપીતાએ હોકે વચ્છને સુંપી મા૦ દોય વળી કન્યા હોકે વિદ્યાધરની, મા૦ વચ્છકુમરની હોકે તેને ધરણી. મારા૦ ૧૬
તુરંગ સંઘાતે હોકે ગનને હેજે, મા૦ આણા લહીને હોકે બેઠા સેજે; મા૦ ઢાળ એ ચોથી હોકે ત્રીજે ઉલ્લાસે, મા૦ ચરીત્ર નિહાળી હોકે ઋખભ પ્રકાસે મારા૦ ૧૭

---

## ॥ દુહો ॥

શીખ ભલામણ દેઈને, હાંકી સેજ તે પ્રાત;
ક્ષીણ એકમાં આવી ઠરી, જીહાં છે માસી માત. ૧
વિમળા ધારણી દેખીને, ચિંતે એ કોણ ખાટ;
કુંણ સુતું છે બેનડી, ધરપી ધાય કુવાટ. ૨
તુરત ઉઠી તે ધારણી, જઈને ખેંચે વચ્છ;
નીરખ્યો નીજ સુત નારસેં, લાછી હૈડે તચ્છ. ૩
પાછું ઓઢાડી વસ્ત્રને, ઓસરી પાછે પાય;

બેઠી તત્ર વચ્છરાજ તે, ઉઠયો ગન સુખદાય. ૪
જઇ નમીઓ માય માસીને, પડી સહુ નારી પાય;
વડ જયગ વિસ્તરજો સદા, એમ આશીશ દે માય.
માતા માસી આગળે, ભાખ્યો વિદેશ વિચાર;
પર્યંક પાસેથી લીઓ, ઉતરી યંબર સાર. ૬
રત્ન જડીત તે લેઇને, પહોંચ્યો ભૂપ આવાસ;
કરી પ્રણીપત ને વચ્છ તે, બેઠો તેહને પાસ. ૭
વસ્ત્ર દીધું રાજા કરે, દેખી કમળા તેહ;
આવીને બોલાવીઓ, વચ્છકુમર સસનેહ. ૮
ભૂપે પ્રીયાને વસ્ત્ર તે, સોંપ્યું હાથો હાથ,
રોમાચીત રાણી હુઇ, જાણે રાજ અનાથ. ૯
આભરણાદી કુમરને, તે સતકાર વીધાય;
પરદેશાની વાતડી, પુછે રાણી રાય. ૧૦
કુણ થાનકીએ લહ્યું. ફરીયાં કુણ કુણ ઠામ;
પર્યંક તુરંગમ વિના, કુમરે સકળ કરી જાણ. ૧૧
વનનો દેવ પ્રગટ હુવો, તેહનું કીધું કાજ;
હરખી અંબર આપીઓ, એ મુજને મહારાજ. ૧૨
એમ કહી વચ્છ તે આવીઓ, નિજ ઘર મન આનંદ;
સુખ વિલસે સૂરપતીપરે, વૈરસિંહ નૃપ નંદ. ૧૩

## ॥ઢાળ ૫ મી ॥ દેશી ॥ થારા મહેલા ઉપર મેહ ઝબુકે વીજળી.

હવે સુખ ભોગવે મહેલ માંહે બહુ રંગસ્યું હોલાલ. માં૦ અપસરા સરખી નાર તિને સંગસુંરે હો. તિ. આવે નિત્ય સભામાંહે રાજાને કને, હો. લાલ રા. વસીઓ પુન્ય વિશાળકે માસાને મને હો લાલ. મા. ૧
ન્યાય બતાવીને કજીઓ ચૂકાવે સેજમાં હોલાલ. ચુ. લડતાં આવે લોક તે જાવે મોજમાં હોલાલ. મો. દેખી બુદ્ધિ નિધાન પ્રધાન દૂરે રહ્યાં હોલાલ. દૂ. બેઠો દીસે વદન જાણે રાહુ ગ્રહ્યા હોલાલ. જા૦ ૨
કોપે ધમધમીયા ઘણું, વિખહરનીપરે હોલાલ. વિ. પણજશ પુન્ય સખાઈ તે ઉપર શું કરે હોલાલ. તે. નગરી લોક વખાણે કે બુદ્ધિ નિર્મળી હોલાલ. બુ. અભયકુમાર થકી વળી એ મતિ આગળી હોલાલ. એ. ૩

રેહાનીપરે તુરત જવાએ રૂઅડો હોલાલ. જ. પરદેશે જઇ દેવનો લાગ્યો લુઅડો હોલાલ. લુ. અંધારે કરે તેજ કે મણી માણીક જડયો હોલાલ. મ. રાજ્ય સભા માંહે આજને પુન્ય એવડો હોલાલ. પુ. ૪
ચોરે બોલે લોકને ચૌટે વાણીયા હોલાલ. ચૌ. ન્યાય પ્રસંસે સકળ વિચક્ષણ પ્રાણીયા હોલાલ. વી. નૃપ વચ્છરાજને સાથે બાઝી પ્રીતડી હોલાલ. બા. દૂર નવી છંડે પાસથી તેને એક ઘડી હોલાલ. તે. ૫
માયામેં બહુ કાળ ગયો સુખે ઇણીપરે હો લાલ સુ. તવ રાણી કમળા તે પહોંચી યમઘરે હોલાલ. પહો. મરણ કારજ સવી સાચવી અતિશે દુઃખ ધરે હોલાલ. અ. તામ કુમારતે એણીપરે વયણાં ઉચરે હોલાલ વયણા. ૬
મકરો ખેદ મોટા છો મન વીહારીએ હોલાલ મ. એહ અનાદીનો પંથ કે શોક નીવારીએ હોલાલ. શો. સમવસરણ માંહે બેહા વાણી પ્રકાશતા હોલાલ વા. કોડા કોડી દેવ મળીને સેવતા હોલાલ. મ. ૭
આહારાદિકથી અતિશય ચોત્રીશ દાખીયા હોલાલ. ચો. ભવીયણને હિતકારી કુણે નવી રાખીયા હોલાલ. કુ. ખટ ખંડ પૃથ્વીને ભોગવે રાજા ચકવે હોલાલ. રા. વાસુદેવને મંડલીક કાળે તે ચવે હોલાલ.કા. ૮
શશીહર સૂર્ય અંબર માંહે અજવાળું કરે હોલાલ. અ. ગ્રહગણને વળી નક્ષત્ર તારા પણ મરે હોલાલ. તા. સડણ પડણ પુદગળનો સ્વભાવ છે એહવો હોલાલ. સ્વ. હોવે સંધ્યા રાગ વાદળના જેહવો હોલાલ વા.૯
ઉતરાધ્યયને જીનવર ગણધરને કહે હોલાલ. ગ. અનીત્ય પદારથ સહુ સંસારે નવી રહે હોલાલ. સં. ડાભ અણીજળ ચંચળ આયુમણ અનુ હોલાલ. આ. ફાગુણે પાંડુર પત્રનું ખરવું તણ અનુ હોલાલ. ખ.૧૦
રોગ હરે જેમ રોગીને ઓખધી લીજીએ હોલાલ. ઓ. તેમ શોગીને શાંતીએ ધર્મને કીજીએ હોલાલ. ધ. એમ વચનામૃત ભાખીને ભૂપ પ્રમોદીઓ હોલાલ. ભૂ. વચ્છકુમારે શોક મહા વ્યાધી છેદીઓ હો.વ્યા.૧૧
સાતે ક્ષેત્ર *પુન્યનો ઠામ બતાવીઓ હોલાલ. ઠામ. હરખ કરીને કુમાર તે નીજઘર આવીયો હોલાલ. ની. નારીને કહે એમ કે મહિપતી તેડીએ હોલાલ. મ. જો રૂચે તુમ વાતતો ઘેર જમાડીએ હોલાલ.ઘે. ૧૨
બાળા બોલે તામકે આપ વિચારીએ હોલાલ. આ. એતો પુન્યના કામ કે અમે કેમ વારીએ હોલાલ. અ. વિછુપે ભાખ્યો ચાડીઓ નૃપ મંત્રિસરો હોલાલ. નૃ. સૌવર્ણ કાર ધુકારીને છઠો વિખ ધરો હો.છ. ૧૩
કરીએ કોડ પ્રકાર એતા નહીં આપણા હોલાલ. એ. નૃપ નવી લાવે

ઘેર પ્રીતમજી અમતણા હોલાલ. પ્રી. થોડી મતની વિધાતાએ ઘડીઓ કામની હોલાલ. ઘ. તે પણ નસી જાવે પડે જવ જામની હો. પ. ૧૪ ફરી બોલ્યો વચ્છરાજ તમે સાચી કહી હોલાલ. ત. ગહિપતી નાવે ઘેર આપણને જશ નહીં હોલાલ. આ. મંદિર તેડીને એકવાર ભોજન આપીએ હોલાલ. ભો. તો મુજ મન સુખ પાવે નારી આલાપીએ હો.ના. ફરી દેખી રમણીનું રૂપ સોહામણું હોલાલ. રૂ. મોટા ચળીયાં શ્વામી હું શુ ભાખું ઘણું હોલાલ. પોસતાગમને અગને નયણુ ન પાડશો હો. ન. જો નવી ગાનો વાતનો વેર જગાડશો હોલાલ. વે. ૧૬ શ્રી વચ્છરાજના રાસની ઢાળ એ પંચમી હોલાલ. ઢા. પુરી હુઇ ખાસ સુજન મન સંકગી હોલાલ. સુ. ઋખભવિજય કહે સાંભળો આગે ભવિજના હોલાલ. આ. દઇ કાનશું ધ્યાન રસીકની કેતના હોલાલ.૨.૧૭

---

* **પ્રથમ ક્ષેત્ર**—વિતરાગ દેવના પ્રસાદ કરાવે, જીર્ણોદ્ધાર કરી દ્રવ્ય ખરચે, તે સુપાત્ર ક્ષેત્ર. ૧

**બીજુ ક્ષેત્ર**—શ્રી વિતરાગ દેવના બિંબમણીમેં, સુવર્ણમેં, રત્નમે, કાષ્ટમે, પાષાણમે, રૂપામેં, પીતળમે, શ્રીજીનના બિંબ ભરાવે તે સુપાત્ર ક્ષેત્ર. ૨

**ત્રીજુ ક્ષેત્ર**—પુસ્તકની ભકિત કરે, જ્ઞાન લખે લખાવે લ વી ભંડારે મુકે. પુસ્તક લખાવી સાધુને પ્રતિલાભે વળી પાઠા, રૂમાલ, ઠવણી, કવળી, નોકરવાળી, સાપડા, સાંપડી, પાટી, લેખણ, ડાબડા, કાંગળી, પ્રમુખ જ્ઞાનની ભકિત કરે. તે સુપાત્ર ક્ષેત્ર. ૩

**ચોથુ ક્ષેત્ર**—સાધુની ભકિત કરે વિનય વેયાવચ કરે. પારણ ઉતર વારણે હાથ જોડી આહારની ખબર લીએ વળી ઔષધ, વેષ વસ્ત્ર પાત્ર પ્રતિલાભે તે સુપાત્ર ક્ષેત્ર. ૪

**પાંચમુ ક્ષેત્ર**—સાધ્વીને પણ એમજ તે સુપાત્ર ક્ષેત્ર. ૫

**છઠું ક્ષેત્ર**—શ્રાવકને મુખે દ્રવ્ય વાવરીએ. શ્વામી વત્સલ પ્રભાવનાદી કરીએ તે સુપાત્ર ક્ષેત્ર. ૬

**સાતમુ ક્ષેત્ર**—શ્રાવીકાને જમાડે, ધર્મો પગરણ આપે, તે સુપાત્ર ક્ષેત્ર. ૭

( યહ સાત ક્ષેત્રકી હકીકત લીખી હૈ )

—o—

## ॥ દુહા. ॥

પ્રિયા વયણને સાંભળી, બોલ્યો વચ્છકુમાર;
વિધીના અક્ષર પાડીયાં, તે કોણ ટાળનહાર. ૧
નીચે પારધીઓ ખડો, હોલા ઉપર સીચાણ;
અહી ડંકે વ્યાધી લગ્યો, સીચાણાને બાણ. ૨
પુન્યે અરીઅણ આંધળા, પુન્યે પાપ ઠેલાય;
પુન્ય પ્રબળ જો કીજીએ, તો સવી વિઘ્ન પલાય. ૩
તિણ કારણ હે સુંદરી, જો દીધો પ્રભુ આથ;
જગણે હાથે પુજીએ, તો તે આવે સાથ. ૪

## ॥ ઢાળ ૬ ઠી ॥ દેશી ॥ આધા આમ પધારો પુજ્ય અમ ઘેર વોરણ વેળા.

ઉઠી કુમર આવે નૃપ મંદિર, બેઠો પ્રણમી પાસે;
વિનય કરી બહુ સાકરની પરે, બોલે મુખથી મીઠાશે.
મોહન મેહેર કરીને રાજ અમ ઘેર ભોજન લીજે. આંકણી ૧
પરીકર સાથે રાજ પધારો, મંદિર પાવન કરવા;
આવ્યો છું કહેવાને કાજે, સંધ્યા જમણ આચરવા. મોહન૦ ૨
વચ્છ કહી ગયો શરણે સાંધો, નોતરૂં નૃપને દેઈ;
હાસ્ય વિનોદે બાળા સાથે, ક્રીડા કરે મન કેઈ. મોહન૦ ૩
તેવે રાજા મન આનંદે, વેત્રીધરને બોલાવે;
વચ્છકુમર સદને પેખીને, રસવતિ ખબર મગાવે. મોહન૦ ૪
પાછો આવી વાત જણાવે, તીંહાં નવી દીસે કોઈ;
ઘરમાં ઠામો ઠામે જોયું, પણ નવી દીઠી રસોઈ. મોહન૦ ૫
વેત્રીધર મુખ વયણ શણીને, રાજા કરેરે વિચાર,
શું કીધું સાચું કે હાસ્યું, કેમ નથી કરતો અહાર. મોહન૦ ૬
તેહવે વચ્છકુમર તીહાં આવે, સાંજે તેડણ કીજે;
આલો પ્રભુજી ભોજન કરવા, અમઘર પાય ધરીજે. મોહન૦ ૭
વસ્ત્ર આભૂષણ પહેરી અંગે, સહુ પરિવારે ચલીયો;
માનુ તારા ગણની સાથે, ચંદ વાદળથી નીકળીઓ. મોહન૦ ૮
વચ્છને સદને આવી ભાળે, કંચન મંડપ સારો;
મનચિંતે કારીગર એવો, નથી જગમાં કરનારો. મોહન૦ ૯

રયણ જડીત કુંદનસેં કંચન, આસનને મંડાવે;
નૃપ પરીવારે મંડપ માંહે, વચ્છકુમર બોલાવે. મોહન૦ ૧૦
આદર દઇ જળ પાય પખાળી, થાળ કચોળાં લાવે;
યુક્તિથી સઘમાં બેસારી, મુખ મુખ આગે ધરાવે. મોહન૦ ૧૧
નૃપમંડપ પરીકર સંયુક્તે, બેઠા શોહે અપાર;
જાણું સરગ વિમાન લે સાથે, આવ્યો ઇંદ્ર પરીવાર; મોહન૦ ૧૨
મોદકને કળી ખાજાં ઘેબર, બરફી પેંડા સાર;
સક્કરપારાને પ્રીસાવે, શાક વિધ વિધ પ્રકાર. મોહન૦ ૧૩
શાલ દાળ ઘૃતાદિક ઉપર, ગોરસ લાવી ધામે;
ખારાં ખાટાં તીખાં વ્યંજન, જગતાં નૃપ તન પામે. મોહન૦ ૧૪
ચીને વદનો વિધશું કરીએ, પણ એ સ્વાદ ન આવે;
અન્યો અન્યે જીહ વખાણે, દેવતણી છે બાએ. મોહન૦ ૧૫
રાજાદિકને વચ્છ કુમાર, નાખે પખે વાત;
મન આલોચે નવી કાંઇ શોહે, નારી વિનાએ પાંત. મોહન૦ ૧૬
મંદિર ઉપર ભોમે સીધો, ગયો નિજ વલ્લભ પાસે;
નૃપનો વિનય કરો તમે આવી, એણીપરે વચ્છ પ્રકાશે. મોહન૦ ૧૭
પિયુ વયણ હવે કેમ ઠેલીજે, આપણ કુલણી નાર;
એમ ચિંતીને ત્રણે જણીઓ, શોળ સજે શીણગાર. મોહન૦ ૧૮
ગજ ગતી ચાલે પાંતે આવે, પ્રીસી પાછી વળીઓ;
નવ નવ વેશ કરીને લાવે, જેમ વાદળ વીજળીઓ. મોહન૦ ૧૯
પણ જીનારી દેવ કન્યાને, રૂપ અનોપમ દીઠી;
કામાતુરથી ભોજન વિસર્યો, મનમાં લાગી મીઠી. મોહન૦ ૨૦
ખાધું ન ખાધું કરી નૃપતિએ, મન દુમનો કરી ઉઠયો;
અસનીઓ થઇ બેઠો સેજે, જાણે જગદીશ રૂઠયો. મોહન૦ ૨૧
ચેતી તે ચતૂરા ચિતમાંહે, જોયું નૃપમન બગડયું;
તવ પ્રીતમને ભાખે પ્યારી, ચેતો હીતને ઉઘડયું. મોહન૦ ૨૨
વચ્છ કહે જે પ્યારી થાશે, જ્ઞાનની વાત નીહાળી;
ઋખભવિજય ભણી ત્રીજે ઉલ્લાસે, છઠી ઢાળ રસાળી. મોહન૦ ૨૩

॥ દુહા. ॥

ભોજન ઉપર આપીયા, સોપારી તંબોળ;
વચ્છે સઘળાંને કર્યાં, કેસુડાં રંગરોળ. ૧

નૃપ રાજીને કારણે, બેઠો વચ્છ સમીપાય;
દે પૂંગી ચૂરો કરી, પણ વીકસીત નવ થાય ૨

## ॥ ઢાળ ૭ મી ॥ દેશી ॥ ચીત્રોડા રાજારે.

રાજાને પરીવારરે, દેઈ ભોજન સારરે, ચિત ઉદાર કરે પહેરામણીરે. ૧ રયણ વસ્ત્ર અમોલરે, બોલી મધુરા બોલરે, આપી તંબોલને રાય વોલાવીઓરે. ૨ જીત શત્રુ નામરે, આવ્યો મહેલે જામરે, કામ ઉદ્દામ પીશાચતે લાગીઓરે. ૩ મચ્છીમદ લપટાયરે, તેમ મન લલચાયરે, ચિંતામેં રાગ અનંગે ઝુરીઓરે. ૪ પરવશ થઈ દેહરે, બોલે અહીલજ્યું તેહરે, ન ગમે ગેહ મસાણ પરેભગોરે. ૫ ખીણ મંદિર આવેરે, ખીણ બાહીર જાવેરે, અન્ન ન ભાવે કામવશે પડયોરે; ૬ ન ગમે ફૂલની સેજરે, ન ગમે નારીનાં હેજરે, કૈ અચરજ લાગી જાણે તત્રમાંરે. ૭ ન ગમે પાન અંબોલરે, ન ગમે વસ્ત્ર અમોલરે, મેનાં તોલ સ્ત્રી ઉપર મન ભમેરે. ૮ ક્ષત્રિ પ્રજાપાળરે, જીતારી મચ્છરાળરે, થયો વીકરાળ મદે પૂરો ભર્યોરે. ૯ નારી ભૃગુટી બાણરે, માર્યો નેત્રનો બાણરે, મુરછે લાગ્યો રાણરસા પડયોરે. ૧૦ તવ પામ્યો અચેતરે, જાણે લાગ્યો કેતરે, શયનીકિત સચીવને તેડીયારે. ૧૧ સચિવાદીક ધાયારે, સિધ્ર મંદિર આયારે, નૃપ ને બોલાવ્યા પણ બોલે નહીંરે ૧૨ જાણ્યા જોશી વિશેશરે, પટા ખાતા મહેશરે, તેડયા જોશ ઓખધને જાણતારે. ૧૩ દોડયાદાસ અગર્વરે, જાણપ્રવિણને સર્વરે, લાગ્યા સગર્વ વયણને બોલતાંરે. ૧૪ ભરડા ભૂપા જેહરે, કાઢે કારણ તેહરે, આવે ભૂપનો નેહ વધારવારે. ૧૫ જડી બુટ્ટીના જાણરે, ગારૂડી જે પ્રમાણરે, લાવે પ્રધાન જે મોહરા નીકળ્યારે. ૧૬ વીરા વળી જે કહાયરે, હનુહાકબ્બાયરે, જ્યોતીની પાયને શગતી ઉપાસનીરે. ૧૭ ભગત વૈરાગી ધાયારે, લાંબા ટીલા બનાયારે, તેહોસ્રવાયાં દેવી વિશ્વમાંરે. ૧૮ એમ મળીયાં લોકરે, પેટકારણ કૈકરે, થોકા થોક રાજાને સ્થાનમાંરે. ૧૯ નીજનીજ કળા દાખેરે, કાંઇ છાની ન રાખેરે, મંત્રીને સાખે લેવા દ્રવ્યનેરે. ૨૦ બોલ્યા જોશી વાણરે, વરતી ભૂવન પ્રમાણરે, ગ્રહપીડા એ જાણ પડી મનેરે. ૨૧ તે માટે કરો હોમરે, જાએ રોગનો જોમરે, આપો ભોમ બ્રાહ્મણને દાનમાંરે. ૨૨ જાપ જપો સવાલક્ષરે, ગ્રહ હાએ પ્રત્યક્ષરે, કરે રક્ષએ રાજાની

સરેરે. ૨૩ કહે ભગતજ એ મરે, માનો વિલ્હું જોગરે, કરોને તેમ હગણાં નૃપ બોલશેરે. ૨૪ બહુ પેટમાં ભારરે, અજીર્ણ આહારરે, દુઃખ અપાર એ વૈદ તે બોલીઆરે. ૨૫ એ તો ગાંઠનો રોગરે, પીઓ છળીજોગરે, થાણ્ અમોધએ કાને સાંભળોરે. ૨૬ ભુખા ભાખે જગીશરે, મંત્રી મોટા ખવીશરે, વીસ્વાવીશ લાગ્યો છે કઠણ થઇરે. ૨૭ ધૂણે ધૂણાવે શિશરે, પાડે બહુલી ચીશરે, આપે રીસ કરી દાણાં તીંહારે. ૨૮ ગાંડયા ગાંડલા કેયરે, બેહાં ડાકલાં લેયરે, બહુ વિધ કરેયને લંખે નાવીગારે. ૨૯ જેણે કહ્યું જે જોગરે, તેણે કર્યું તે તેમરે, ખરચ્યું એમ ઘણું ચિત નવી વળ્યુંરે. ૩૦ એમ અનેક ઉપાયરે, રુડા મોટા કહાયરે, કરી કરી રાયને સહુ કોરે રહ્યાંરે. ૩૧ જડી બુટી ના જાણુરે, ચાદી અહીઅહી પાણુરે, મુકી માનને વાત કરે તદારે. ૩૨ સંત સન્યાસી કુણુરે, ગળીયાં પાણી જ્યું લુણરે, કહેતાં નીપુણ અમે જન આગળેરે. ૩૩ વીરા વળી હતા જેહરે, ગાને ભરીયા દેહરે, સઘળા ગેહ ગયા તે વળીવળીરે. ૩૪ તદા મંત્રી એકરે, જાણે શાસ્ત્ર વિવેકરે, રાખવા ટેક પોતાની મનોહરરે. ૩૫ જીહાં પોઢ્યો રાયરે, તીહાં આવ્યો ધાયરે, ગરમી લાગતણી નાડી જુઅેરે. ૩૬ લાધ્યો નાડીનો ભેદરે, મંત્રિ પામ્યો ઉમેદરે, કરે મનખેદ એ કામ જરરે નડ્યોરે. ૩૭ મુર્છા લહી તેણ જોગરે, પુર્વ કર્મના ભોગરે, જાણ્યો રોગમેં એતો નારીનોરે. ૩૮ એજ પ્રગટ્યો રોગરે, તે શું જાણે લોકરે, અંતર દોહગ કહો કોણ લહેરે. ૩૯ કગ ઝેર અથાહરે, નૃપ લાગ્યો માહરે, છાનો દાહજે ઘરમાં કોણ ગ્રહેરે. ૪૦ એમ ચીંતી ત્યાંહરે, મંત્રી ઉઠ્યો ઉછાંહરે, ગયો ઘરમાંહ નૃપનારીને કનેરે. ૪૧ શણગારી સારીરે, પહેર્યાં વસ્ત્ર તે ભારીરે, સાતમી છાળ વિચારી ઋખભ ભણેરે. ૪૨

## ॥ દુહા ॥

રાણી આભુષણ પહેરીયાં, ગધ્ય હીરા ઝળકંત;
રમઝમ કરતી આવીઓ, જીહાં અચેતી કંથ. ૧
આલીંગન સુંબન દીએ, કામની કંચન કાય;
પવન કરે રંભા દસે, ઓલાંસે અલધાય. ૨
પંખણી નારને જીપવા, કોકે શાસ્ત્ર નીપાય;
તસ અનુસારે તે કરે, કામ અનેક ઉપાય. ૩
એક દો ઘડીને આંતરે, ચેતન આવ્યો હાય;

કામ જ્વહર હળવો થયો, આંખ ઉઘાડી રાય. ૪
સેજે બેઠો થીર થઇ હરખી સઘળી નાર;
મંત્રીવર તવ જશ લહ્યો, વરત્યો જયજયકાર. ૫
રાજા મન ખુશી થયો, દેખી બુદ્ધ નિધાન;
સનમાન્યો મંત્રી સરો, દેઇ બહુલો માન. ૬
મંત્રી પુછે રાયને, એ કારણ થયું કેમ;
કહો અંતરની વાતડી, જાણી જાવે જેમ. ૭
કહ્યા વીના કેમ જાણીએ, પર મનડાંની વાત;
સાચું બોલો ભૂપતી, જે થયો તુમ અવદાત. ૮

## ॥ઢાળ ૮ મી ॥ દેશી॥ વેધક જગ વીરલા.

રાય કહે મંત્રી તુને દાખું, તુજથી કાંઇ છાની ન રાખુંરે. સાંભળ સસનેહી.
તું થયો મારા દુઃખનો જાણ, તુંછે મારો પરમનિધાનરે. સાં. ૧
દાઈણ આગે ઉદર છીપાઇ, કહો કીમ કરી છાનો રાઈ; સાં.
નાડી દેખીને ભેદ તે જાણ્યો, હડવાદ જાએ કેમ તાણ્યોરે. સાં૦ ૨
આપણ જમવાને ગયા જ્યારે, વચ્છરાજ તણે આગારેરે; સાં.
સોવન મંડપ રયણે જડીયો, નર ચતુર તણો નવી ઘડીઓરે. સાં. ૩
મન ગમતી રસવતી પ્રીસાવી. એતી વારમેં કોણે નીપાવીરે, સાં.
પાંતમે પ્રીસવા આવી ચાલી, મૃગા નયણી મહા રૂપાળીરે. સાં. ૪
કે રંભા કે ઉરવશી નારી, કિન્નરી કે નાગ કુમારીરે; સાં.
કમળા કે વિધ્યાધરી કોઈ, ઇણ માંહેલી કોણ હોયરે. સાં. ૫
રંભા ઉરવશી અંબર શારી, તે ઇંદ્ર ઘરે રહેવાશારે; સાં.
કિન્નરી નાગકુમારી નામે, સુખવાસી પાતાળને ઠામેરે. સાં. ૬
કમળા હેમંત પદમાં દ્રહાશી, ખેચરી વૈતાઢયની વાશીરે; સાં.
ઓપમ જે દેતા હતા જાયા, ગણી રૂપ તણી જશ કાયારે. સાં. ૭
તેતો દુર વસી છીપાઈ, તે કરતે એ દીસે સવાઇરે; સાં.
એહવી સ્વરૂપા વચ્છને સદ્દને, હું તો દેખી ભૂલ્યો ભોજનનેરે. સાં. ૮
કોઇક વેળાની આવી વશી મન, મુર્છાને પામ્યો તનરે; સાં.
કામાતુર પરખી રાજન, મન ચિંતે તીહાં પરધાનરે. સાં. ૯
ઉપનય દાખ્યો લાવું ઠેકાણે, કહે શુણીએ પ્રભુ એક ધ્યાનેરે; સાં.
જંબુદ્વિપના દક્ષિણ દીશમેં, સોરીપૂર છે ભરતખેતરમેંરે. સાં. ૧૦

રાજ્ય કરે દ્રઢધર મહારાજા, શૂરવીર માંહે ઘણી માજારે; સાં.
શિળવતી છે તસ પટરાણી, શિળવંતીને શિતળ વાણીરે. સાં. ૧૧
તસ સંગે સુખ વીલશે ભૂપાળો, ગુણધરમા થયો એક બાળોરે; સાં.
વાધે હાથો હાથ સંવારે, ફૂલે ફૂલે જ્યું ભમર પ્રચારેરે. સાં. ૧૨
શૈશવતા ગઇ શાસ્ત્ર અભ્યાસી, બોતેર કળાસુ વિલાસીરે; સાં.
રૂપ વિચક્ષણ ગુણ સંજુત્તો, એમ તારૂણ વયને પોતોરે. સાં. ૧૩
સરલ સ્વભાવી સોભાગી શૂરો, એકે વાતમાં નહીં અધુરોરે; સાં.
એહવે વસંત પુર પટણ વામા, રાય ઇશાન ચંદ્ર તે નામારે. સાં. ૧૪
શિતળતા અતિ દ્રષ્ટી જેહની, બેટી કનકાવતી છે તેહનીરે; સાં.
એક દિન રાયને અંકે શોહાવી, દેખે ચિંતે યોવનને પામીરે. સાં. ૧૫
પુત્રી વરને તું કેમ વરસી, કુમરી કહે વરશું નીરખીરે; સાં.
સંવવરા મંડપને વીરચાવે, નૃપ નંદન બહુ તેડાવેરે. સાં. ૧૬
રાજકુમાર રૂપે ક્રધે બલીયા, કન્યા વરવાને મળીયારે; સાં.
ગણુધરમાં વર મંડપ આવ્યો, દેખી કનકાવતી મન ભાવ્યોરે. સાં.૧૭
તેહની દ્રષ્ટી તેહશું લાગી, પ્રીત પુરાતનની જાગીરે; સાં.
સનમુખ રાગની નજરે જોતી, નૃપ કન્યા મોક્ષે પોતીરે. સાં. ૧૮
રાજહસીનો રૂપ ચીતરીઓ, રંગ વિવિધ જાતીસો ભરીઓરે; સાં.
કુમર સમીપે નૃપની બેટી, દેઈ ચિત્રને પેખા ચેટીરે. સાં. ૧૯
દાસી કુમરના હાથમાં આપે, ગુણધરમા દ્રષ્ટી થાપેરે; સાં.
ગાથા લખી એક ચિત્રના હેઠી, જોતે નિજ નયણે દીઠીરે. સાં. ૨૦

**યત**:-आदौद्रष्टीर्मीयेसानुं, रागासौकलहंसीका;
पुनस्तदर्शनंसाग्र, वांच्छतेत्रवराकयहो. १.

પૂર્વ ઢાળ-તેહનો અર્થ લહ્યો મનરંજી, લખી હેઠે પોતાની બીજીરે.સાં.

**યત**:-कलहसोप्पमौमुक्तो, क्षणंद्रष्टानुरागवान;
पुनरेवमीयाद्रष्टो, महोवाछत्यनारतं. १

ચીત્ર સુંપે પાછો રાજકુમાર, દીઓ દાસીને સોનાનો હારરે. સાં. ૨૧
મુખની વાત કહે વળી તાજી, તુને વરવા કન્યા રાજીરે; સાં.
પણ એક વાત જો તેની રાખે, વરમાળા કંડે નાંખેરે. સાં. ૨૨
હું વર તુજને પ્રાતસકાળે, સેવું મન ઇચ્છીત કાળેરે. સાં.

હરખી પાછો ઉત્તર વાળે, હસી ગઈ કુમરી ભાળેરે. સાં. ૨૩
માંડવે મળીયા કુમર સવારે, નૃપ બેટી આવે તે વારેરે; સાં.
પ્રતિહારી રાખી છે સાથે, વરમાળા ઝાલી હાથેરે. સાં. ૨૪
ચાલે રાજકુમર મન હરતી, પ્રતિહારી વખાણુ તે કરતીરે; સાં.
ગુણધરમા તે વચન સંકેતે, વરમાળ ગળે ઠવે હેતેરે. સાં. ૨૫
બંદી બોલ્યા જય જય વાણી, તાતે વર વરીયો જાણીરે; સાં.
ભોજન આપી હરખીત થાવે, નૃપ નંદન અવર વોળાવેરે. સાં. ૨૬
કનકાવતી વર વરીઓ પરખી, લોક ભાખે જોડી સરખીરે; સાં.
ઋષભવિજય કહી વચન વિલાસે, ઢાળ આઠમી ત્રીજે ઉલાસેરે. સાં. ૨૭

॥ દુહો ॥

પાણી ગ્રહણ ઓચ્છવ કરી, દીધી કન્યા રાય;
ગુણધરમા પણ લેઇને, નીજ નગરે તે આય ૧
એક દિન બેઠાં માળીએ, ગુણધરમા કહે મુજ;
ઉત્તર આપો હે પ્રીયા, જે કહું ગાથા ગુપ્ત. ૨

यत-स्थलेजातांजळस्वैरं, पातींतेननपूर्यते;
जनप्रतारणीनित्यं, वदसुंदरीकास्वसौ. १

કનકાવતી કહે સ્વામીને, ગાથા અમારી સાર;
તેહનો અરથ કહો તમે, હૃદય કરી સુવિચાર. ૩

यत पयोधराभराकान्ता, तत्वंतीगुणसंयुता;
नरस्कंधसमारूढ. कार्प्रीयात्यबलंविना. १

એમ સમસ્યા પદ બોલતે, આવી કહે પડીહાર;
અદભૂત જોગી આવીઓ તુજ મંદિરને દ્વાર. ૪
ગુણધરમા કહે દાસને, આણો તે આવાસ;
જોગી તેડી લાવીઓ, રાજકુમરની પાસ. ૫
આસન દેઇ બેસારીઓ, પુછે કરી પ્રણામ;
અમ ઘેર કેમ? પધારીયાં, કે' કાંઈ છે વળી કામ. ૬

॥ ઢાળ ૯ મી ॥ દેશી ॥ કીસકે બે ચેલે કીસકે બે પુત,
આતમ એકીલા હૈં અવધૂત જીઉ જાણલે.

જોગી ભણે તુમચા અમ કામ, પડીયા તવ આયાતમ ધામ; પ્રાણુ જાણુ.

ભેરવા ભૈરવ નયર, ઉદ્યાન, બેઠે નીરંજન ધરતાં ધ્યાન. બાબુ૦
એતા અલખકા પાળે સવાલ. બાબુ૦ આંકણી. ૧

આ વાહન કરણા તુજ હાથ, સીધ્ર ચલો લે જાઉં સાથ; બાબુ૦
કાળની વેદક બોલે કુમાર, હમણે ની આવું કાલ સવાર. બા૦ એ૦ ૨

ઉઠી જોગી વનઘર પાય, થયો પ્રભાતને કુમર તે જાય. બાબુ૦
બાધ ચરમ ઉપર કીયો ઠાય, નીચી દ્રષ્ટીએ ધ્યાન લગાય. બા૦એ૦૩

દેખી અદભૂત રૂપે કાય, રાજકુમર જઈ પડીયો પાય; બાબુ૦
કુમર કહે કરૂ દાખો કાજ, વયણ પ્રકાશે જોગીરાજ. બા૦ એ૦ ૪

આઠ વરસ લગે મહેનત કીધ, પણ હમ મંત્ર ન પામે સીધ; બા૦
જો તમે આવો રજની એક, તો એ મંત્ર ફળે રહે ટેક. બા૦ એ૦ ૫

ગુણધરમા હેને કુણ રેણુ, પરીવાજકનો હુઓ ખેણ; બાબુ૦
કાળી ચોદશ કે રાતમે જોગ, સબ નગરીકા સોવે લોક. બા૦એ૦ ૬

આપણ દોનું જઇ શમસાન, ખડગ ગ્રહી ગ્હો દૂર કરધ્યાન; બાબુ૦
સાધન વેળા વિઘ્ન નિવાર, તમજેસા નાહેં ઇણ સંસાર. બા૦ એ૦૭

ઈણ વિધ જોગી આણાધાર, ગુણધરમા ગયો નિજ આગાર. બાબુ૦
તદનંતર સુખમેં લયલીન, આવ્યો તે કાળી ચોદશ દિન. બા૦ એ૦૮

એકલડો લેઇ ખડગ સુજાત, વિધી સમેતા જોગી સંગાથ. બાબુ૦
દોનું ગએ વન પ્રેત મેદાન, ભોમી શોધન કરે તાંસુ વિધાન. બા૦એ૦૯

ચીહુ દીશ ચોકી દેવ ઠરાય, મધ્યે બેઠો જોગી અપાય. બાબુ૦
ઉત્તર સાધક કુમર વદંત, મકરે બીક તું સાધે નચિંત. બા૦ એ૦૧૦

સબમુખ ઉપર મંડળ માય, અગ્નિ પ્રજ્વાળે કુમરતે ત્યાંહ્ય. બાબુ૦
કરવા લાગ્યો જોગી હોમ, શબ્દ થયો માંહી પહોચ્યો વ્યોમ. બા.એ.૧૧

ભૂમી ફાટીને દીધો ગાગ, રૂપ ભાયકર બોલતો વાઘ. બાબુ૦
નીકળીઓ વિકરાળ પાતાળ, મેઘ સ્વરો નામ ક્ષેત્રપાળ. બા૦ એ૦૧૨

રે! પાપી દિવ્ય કાંન્તા પ્રેમ, સરલ કુમારને છેતર કેમ. બાબુ૦
ક્ષેત્રને દેવે નાદ વીહીત, જોગીને શિષ્ય થયા ભયભિત. બા૦એ૦ ૧૩

કુમર કહે તુમ ફોક પ્રયાસ, જુદ્ધ ઇચ્છેતો આવો અમ પાસ. બા૦
દેવને દીઠો આયુદ્ધ હીણ, ખડગ દૂરે કરે ન્યાયે પ્રવીણ. બા.એ.૧૪

બાહુ બળે બાંધ્યો સય મેવ; સાહસ દેખી તુઠેયો દેવ. બાબુ૦
જે મુખ માગે આપું તેહ, છોડી દે મુજ પકડયો દેહ. બા૦ એ. ૧૫

કાને સાંભળી વયણ નીગર્વ, ગુણધર ગાંઇ મુકયો સુપર્વ. બાબુ૦

માગુ અલખની પૂરો આશ, કનકાવતી થાવે મુજ દાસ. બા૦એ૦૧૬
અદ્રસ્ય વિધ્યા આપો અમોલ, ક્ષેત્રપાળે તે કીધું કબૂલ. બાળુ૦
ઇમ વર આવીને ગયો સૂર, જોગી હરખ્યો મન ભરપૂર. બા૦એ૦૧૭
જોગી પ્રસંશે દૂનિયાસાર, ધન્ય હે ક્ષત્રિકા કુળ અવતાર. બાળુ૦
સત્ય પુરૂષ કાબોલ પ્રમાણ, કહે કરજોગી ગયે નિજ ઠાણ. બા.એ.૧૮
નૃપનંદન ઘેર આવ્યો હેજ, તે વીર વેશ તાજી સૂતો સેજ. બાળુ૦
ઋખભવિજય કહ્યા રાગ બંગાળ, ત્રીજે ઉલ્લાસે નવમી ઢાળ. બા.એ.૧૯

## ॥ દુહા ॥

વળી બીજે દિનરાતનો, વિત્યો પહેલો યામ;
અદ્રશ્ય રૂપ કરી આવીયો, કનકાવતી ઘર વામ. ૧
સા કહે દોયદાસી પ્રતિ, બેની કેટલી રાત;
દોય પ્રહર વેળા હુઈ, શીણગારો તમે ગાત. ૨
મનોહર વેશ રચી તીહાં, મુખમાં લીધો પાન;
વિદ્યાધર વિદ્યા બળે, તુરત નીપાયો વામ. ૩
ચંચળ ચીતની કાગની, જાવાને થઇ તૈયાર;
ચઢી બેઠાં વૈમાનમેં, દેખે તાંમ કુમાર. ૪
ક્યાં જાવે એ શું કરે, એમ મનધરી સંદેશ;
અદ્રશ્ય રૂપે યાનમેં, બેઠો એક પ્રદેશ. ૫

## ॥ ઢાળ ૧૦ મી ॥ દેશી ॥ લીલાવત કુમર ભલો.

કનકાવતી ચાલી હવે, સાથે થયો નીજ કંથહો; સુજાણ.
ઉત્તરદિશ ભણી ચાલતે, કાપ્યો કેઈક પંથહો. સુજાણ. કુમર મન અચરીજ થયો. ૧
મહા સરોવર પેખીઓ, ભરીયો નીરમળ નીરહો; સુજાણ.
નવ પલ્લવ તરૂવર ઘણાં, વાડી છે તસ તીરહો. સુ૦ કુ૦ ૨
એક વિધ્યાધર તરૂ તળે, નયણ વીલોકીત દાસહો; સુ૦
કનકાવતી પણ ઉતરી, પ્રણમી બેઠો પાસહો. સુ૦ કુ૦ ૩
ગોરી ત્રેણ અવર મળી, કાને કુંડળ લોલહો; સુ૦
હૈયે હારને પહેરીયાં, લાલ અધર રંગચોળહો. સુ૦ કુ૦ ૪
ચુઆ ચંપેલ લગાડીયાં, કંઠે ફુલની માળહો; સુ૦
અંગ આભુષણે શોભતો, તિલકતે ભાલો ભાળહો. સુ૦ કુ૦ ૫
અન્ય વિધ્યાધર આવીયાં, વનખંડે તરૂ છાંયહો; સુ૦

નિજ નિજ વાત મળી કરી, નેહની મન ઉછાંહહો. સુ૦ કુ૦ ૬
ઈશાન કુણ મગેક છે, પ્રથમ જીણુંદ પ્રસાદહો; સુ૦
હેમ સોપાન મણી જડયાં, જોતાં મન અલ્હાદહો. સુ૦ કુ૦ ૭
રતન થંભે મણી પુતળી, કરતી નાટારંભહો; સુ૦
રૂપે દેખી ઉપજે, રંભાતે અચંભહો. સુ૦ કુ૦ ૮
દેવ વિમાનના સારીખો, તેહમાં વળીયાં તાગહો; સુ૦
કનકાવતી ઉઠી નાચવા, કરી ખેચરને સલામહો. સુ૦ કુ૦ ૯
નાટીક કરતે કંકણી, કટી મેખલથી ગીરાયહો; સુ૦
તોય ન જાણે તેમ ગ્રહી, અદ્રસ્ય રૂપી રાયહો. સુ૦ કુ૦ ૧૦
નૃત્ય તે ખોલી હેમની, કિંકણ ન ચઢી હાથહો; સુ૦
દાસીઓ સાથ ઘરે ગઈ, પણ નવી જાણ્યો નાથહો. સુ૦ કુ૦ ૧૧
કનકાવતી વિદ્યા બળે, કાધો વિમાન અલોપહો; સુ૦
પાછલી રાતે પોઢીયાં, વાત કરી સહુ ગોપ્યહો. સુ૦ કુ૦ ૧૨
મતિસાગર નામે કરી, મંત્રી પુત્ર છે મિત્રહો; સુ૦
પ્રાતઃસમે દીયે તેહને, કિંકણ ચિત્ર વિચિત્રહો. સુ૦ કુ૦ ૧૩
સારી પાસા જઇ રમું, હું સહચરીને સંગહો; સુ૦
તું આવે મુજ દેખતાં, ઘુગરીએ તસ ચંગહો. સુ૦ કુ૦ ૧૪
એણીપરે શીખવી મિત્રને, આવ્યા દોય આવાસહો; સુ૦
કનકાવતી ઉઠી દીઓ, આસન મન ઉલ્લાસહો. સુ૦ કુ૦ ૧૫
રમવા લાગ્યો સોગઠે, ગુણધરગા કુમારહો; સુ૦
કિંકણી આલેસા કરે, મતિસાગર તે વારહો. સુ૦ કુ૦ ૧૬
કુણ થાનકથી એ જડી, પુછે વારોવારહો; સુ૦
તો થાનકને બતાવશું, એમ કહે ભરથારહો; સુ૦ કુ૦ ૧૭
સારી પાસા ખેલીને, વાત કરી વીનોદહો; સુ૦
મિત્રને સાથે લેઇને, ગયા નીજ આશ્રમ મોદહો. સુ૦ કુ૦ ૧૮
બીજે દિન મધ્ય રાતનો, દાસી જણાવે કાલહો. સુ૦
બાઇજી ચાલો ઉતાવળાં, જઇએ જોવા ખ્યાલહો. સુ૦ કુ૦ ૧૯
કનકાવતી તે સાંભળી. રચીયો યાન અનુપહો; સુ૦
કુમરે પણ આરોહીઓ, અદ્રસ્ય કરીને રૂપહો. સુ૦ કુ૦ ૨૦
જઇને નાટીક માંડીઓ, વિદ્યાધર બહી આણુહો; સુ૦
નૃપનંદે મતિ કેળવી, ઝાંઝર લીધું પાણહો. સુ૦ કુ૦ ૨૧
ખોલ્યું પણ લાધ્યું નહીં, આવ્યાં સહુને ધામહો. સુ૦

લીધું સવારે મિત્રને, દોયજણ સાધર આપહો; સુ૦ કુ૦ ૨૨
વાત કરંતે બોલીયો, મતિસાગર શણ મિત્તહો. સુ૦
પ્રાણ સમાને ઉર ગયું, જાણ્યું ભણીઓ નિમિત્તહો. સુ૦ કુ૦ ૨૩
દાસી સંગે મધ્ય રાતમાં, ગઇ દૂર રમવા કાજહો; સુ૦
તીહાં જઇને ઉર પાડીયું, દીધી કીણે કે આજહો. સુ૦ કુ૦ ૨૪
વાત એ કોઇક પ્રકારથી, જાણે છે ભરથાર હો; સુ૦
ચિંતિ કહે આપો કીંહાં, બોલો સત્ય લગારહો. સુ૦ કુ૦ ૨૫
મિત્રને પાસે અપાવીયું, ફરી પૂછે નરપાળહો; સુ૦
ઋખભવિજય દસમી કહી, ત્રીજે ઉલ્લાસે ઢાળહો. સુ૦ કુ૦ ૨૬

॥ દુહો. ॥

કૂણ થાનીક એ પાડીયું, કૂણ નર દીધું આજ,
કનકાવતી કહે પીયુ કહો, મહેર કરીને રાજ. ૧
કુમર અણ બોલ્યો રહયો, તરૂણી ચિંતા થાય;
ડાબો કર ગાલે ધર્યો, ભોમી નજર લગાય. ૨
કુમર કહેરે માનની, દિલગીર મત કર મન;
અગની તપાવે આકરો, રંગ ધરે સોવન. ૩
હાસી વયણ પ્રકાશીને, અબળા કરી પરસન,
મિત્રને સાથે આવીયો, મહિપતિ પુત્ર સદન. ૪
ગમનતણી વેળા જશે, ખેચર કરશે કોપ;
ચાલો જઈએ સ્વામીની, આણા થાશે લોપ. ૫

॥ઢાળ ૧૧ મી॥ દેશી॥ વાત મ કાઢો હો વ્રતતણી.

દાસીનો બોલ કાને લહી, મુકયો દીર્ઘ નિસાસરે;
સખીએ કામ વિખમ થયો, કહે મન કરીને ઉદાસરે.
જુઓ જુઓ નારી ચરિત્રને. ૧
અંબરે પંખી ચરણ ગણે, કોઇ જળમાં મીન પાયરે;
પણ કોઇના ચરિત્રનો, પાર ન લીધો જાયરે. જુઓ૦ ૨
સમ દીધા તેણે આકરા, મુજ આણા વીણ નારરે;
પરણે પણ શોવે નહીં, જે મળે તુજ ભરથારરે. જુઓ૦ ૩
નિત્ય પ્રત્યે તુંહી આવજે, શર્તે કરી વિમાનરે;
એહવું ભાખ્યું વિદ્યાધરે, તે મુજ જીવન પ્રાણરે. જુઓ૦ ૪
યૌવન વય પીતુરા મહેં, પરણી એ નૃપ નંદરે;

જાણે કોઇક પ્રકારથી, આપણુના સહુ છંદરે. જુઓ૦ ૫
રખે વલ્લભ હણે માહરો, પ્રીતમ દેખીને પ્યારેરે;
કે અથવા મુજને હણે, તે શંકા મન મારેરે. જુઓ૦ ૬
હું થઈ ભાગ્યની પાતળી, આંખે આંશ્રુને લાવેરે;
દાસી કહે તમ ઘર રહો, આજુનો દિન ભાવેરે. જુઓ૦ ૭
જાવું હું તિહાં એકલી, આપો કરીને વિમાનરે;
ઉત્તર દેઇશ એહવો, જેહથી વધશે માનરે. જુઓ૦ ૮
કનકાવતીએ કરી દીઓ, દાસી મધ્ય આરોહેરે;
અરૂપી નાટીક દેખવા, જાવા મનડું મોહેરે. જુઓ૦ ૯
કુમરે પણ આરોહીયો, ચાલ્યો ગગને આનંદરે;
દેખે દેવને દેહરે, મળીયા ખેચર વૃંદરે. જુઓ૦ ૧૦
સનાત્ર કરે જીન આગળે, તેહવે દાસી તે આવીરે;
જીનવરને ચરણે નમી, ચોખે લાજે વધાવીરે. જુઓ૦ ૧૧
વેળા એવડી કેમ કરી, કનકાવતી નવી દીસેરે;
કેમ? લાવી નહીં તેહને, ખેચર કહે કરી રીસેરે. જુઓ૦ ૧૨
દાસીએ ઉત્તર વાળીયો, ખેચર ભરીયો કેશરે;
જીણહર બાહીર લાવીયો, ઝાલી ચોટીને કેશેરે. જુઓ૦ ૧૩
છોડું નહીં હવે તુજને, સમરતું વહાલો દેવરે;
પ્રથ જીણંદ મને વાલહો, જે છે દેવનો દેવરે. જુઓ૦ ૧૪
મરણ શરણ ભુવનમેં, નથી કોઇ રાખણહારોરે;
આરય સુત શરણો હજ્યો, શ્રીગુણધરમા કુમારોરે. જુઓ૦ ૧૫
હવે કહે આરજ સુત કીઓ, સઘળા ભૂપની સાખેરે;
માહરી શ્વામીનીઇ વસ્યો, બીજો કોણ તસ પાખેરે. જુઓ૦ ૧૬
દિનવયણ નીજ નામને, સાંભળી ક્રોધ ભરાઈરે,
રૂપ પ્રગટ અસી કરગ્રહી, કુમર ગયો તીહાં ધાઇરે. જુઓ૦ ૧૭
પાપી નારને શું હણે? તું થાને મુજ સામોરે;
નીર ઉતારૂં હું નાહનો, ભાંગુ તુજ બળ હામોરે. જુઓ૦ ૧૮
વિદ્યાધર તવ બોલીયો, તું પણ વેરી છે મારોરે;
ઘર થકી ઇંહાં ભલે આવીયો, મરણ આવ્યો દીસે તારોરે. જુઓ૦ ૧૯
સામાસામી તે દોયને, અતિ રોશ ભરાણોરે;
ખેચર કુમર થઇ એકમના, મોટો યુદ્ધ મંડાણોરે. જુઓ૦ ૨૦
વિદ્યા છળ કરી મારીઓ, વિદ્યાધરનો નાથરે;

તે દેખી ભય પામીયો, નમીયો કુમરને સાથરે. જુઓ૦ ૨૧
ગુણધરમાએ આસ્વાસીયા, ખેચર મન નવી બીજ્યોરે;
આવી એ વન દેહરે, જીનની ભક્તિ કરેજ્યોરે. જુઓ૦ ૨૨
અત્રાંતર ચરણે પડી, ત્રણ કન્યા નૃપ બાળરે;
ત્રીજે ઉલ્લાસે અગ્યારમી, ઋખભ વિજય કહી ઢાળરે. જુઓ૦ ૨૩

## ॥ દુહો. ॥

બાળા એણીપરે ઉચરે, સ્વામી તુમ બળભૂર;
વિદ્ધાધર પાપી હણ્યો, વિખય લતા અંકુર. ૧
ઈણ પાસેથી છોડીયાં, હરખ્યાં હવે અમ ચીત;
કનકાવતી પણ આવતી, ખેચરને ભય નિત. ૨
ગુણધરમા પુછે તદા, તમે છો કેની કન્ય;
ત્રણ જણીમાં એક તે, બોલી કરીલા વણ્ય, ૩
ભરત ખેતરમાંહે વસે, સંખપૂરી અતિ વામ;
દુર્લભરાયની દીકરી, કમળવતી મુજ નામ. ૪
ખેચર ભૈખે નવી કર્યો, માહ્યરો હજુ વિવાહ;
પરણે તો મારૂં તને, સાથે પરણ્યો નાહ. ૫
કુટી મતલથી અપહરી, લાવ્યો દુષ્ટ એરાંન;
રસના ઝાલી માહ્યરી, બોલ્યો એહવી વાણ. ૬
દૈવ વિમાન રાતે કરી, આવે નિત્ય ઉમેદ;
તો મેલું હું જીવતી ન કરૂં રસના છેદ. ૭
જીવીત લોભે સમલીયા, આવું એ વન નિત્ય;
સહુને એણે શીખવ્યું, નાટીક ગાવા ગીત. ૮
દોય કન્યાને અપહરી, વાત બની મુજ રીત;
પરણી નહીં એ બાપડી, ખેચર પાળે પ્રીત. ૯
રાગે રાગ ન નીપજે, કોપે વસીયો રાગ;
વિદ્ધાધરને મારીઓ, સુખ થયું તુમ ભાગ્ય. ૧૦
ધાત્રીશ નંદન સાંભળી, પ્રેખી નિજ નિજ ઠામ;
ચેડી સવાને ચઢી, દોય ઘર આવ્યા તામ.

## ॥ ઢાળ ૧૨ મી ॥ દેશી ॥ વાલોજી વાય છે વાંસળીરે-

ગુણધરમા મન ચિંતવેરે, નારીનો કારીમો નેહ;

કુડને કુડાની કોથળીરે, આપે દુરગતી ગેહ. ધિક ધિક નારીના નેહનેરે. ૧

એક હસે એકસ્યું મળીરે, રાખે અવરસ્યું પ્રીત;
ચિત્ત ધરે વળી અવરનેરે, એ સતીની રીત. ધિ૦ ૨
કનકાવતીએ મને છેતર્યોરે, આગળ દેઈ વિશ્વાસ;
ખેચર બોલને પાળવારે, પાડે જેમ મૃગ પાસ. ધિ૦ ૩
સ્વયંવરા મંડપમાં ગયોરે, એ વરવાને કાજ;
દાસીને સાથે વરાવીયોરે, સંદેશો કહે સુણુ રાજ. ધિ૦ ૪
તુને વરૂં પણ સેવું નહીંરે, તે મન ઇચ્છિતકાલ;
જો માને તો હું પ્રભાતમાંરે, નાખું ગળે વરમાળ. ધિ૦ ૫
નારીના બોલથી જાણીઓરે, એણે જે રચીઓ દંભ;
તે શું સંભારૂ હવે વાતનેરે. શું એને દેઉં ઉપલંભ. ધિ૦ ૬
ઓખધ વિતાયુ મંત્રનેરે, છાના એ સુખ દાતાર;
ગોરીનું ગુમ્ભ પ્રકાશનોરે, લઘુતા આપ વિચાર. ધિ૦ ૭
કુમરને દેખી કનકાવતીરે, પુછ્યું દાસીને એમ;
કંથ કીહાંથી વિમાનમેંરે, ત્યાં હકીકત બની કેમ. ધિ૦ ૮
તેહ કહે વન આવીનેરે, ખેચર હણીઓ મહંત;
પૌરખ નાથની વાતનેરે, જાણીને મન હરખંત. ધિ૦ ૯
નેહ ભરી સૂતા સેજમાંરે; વિદ્યાધર લહુ ભ્રાત;
વેર સંભારીને આવીયોરે, નીશાએ કરવાને ઘાત. ધિ૦ ૧૦
કોપા કાંતે નિંદ્રા થઇરે, ખેચરે લીધો કુમાર;
મધ્ય સમુદ્રે જઇ મેલીયોરે, જીહાં જળનો નહીં પાર. ધિ૦ ૧૧
કનકાવતીને અન્યે ધરીરે, ફલકહ જડીયો પાંણ;
તટલહીઓ દિન સાતમાંરે, આયુષ્ય બળ મહેરાણ. ધિ૦ ૧૨
તટ એક તાપસ દેખીઓરે, લત્તા ઉડવ લેવાસ;
કુમર ત્યાં આવી કનકાવતીરે, દીઠી બેઠી પાસ. ધિ૦ ૧૩
આજથકી દિન તીસરેરે, હમ ગયે વનહ વિશાળ;
તવ એહ નારીએ બાંધીયોરે, રજ્જુવર એક ડાળ. ધિ૦ ૧૪
પાસ ગળા માંહે પાડીઓરે, મરવા થઇ ઉજમાળ;
દેખી અનેક બોને કરીરે, મેં છોડ્યો કરવાલ. ધિ૦ ૧૫
આ કરખી હું બાંધ્યો ઇહાંરે, મળશે એહનો બરથાંરે;

ગ્યાનથકી તે મેં જાણીયુંરે, કુણ જાણે કેની એ નાર. ધિ૦ ૧૬
તાપસ વાણીને સાંભળીરે, કુમર કહે ગુણ ખાણ;
મુજ પ્રીયાને દીધો તમેરે, સાહેબ જીવીત દાન. ધિ૦ ૧૭
દંપતિ દૈવના યોગથીરે, મળીયાં તાપસને ઠામ;
ફળ કેળાદી ભક્ષ કરીરે, રાત રહ્યાં વિસરામ. ધિ૦ ૧૭
ખેચર આવી વળી યામનીરે, નાંખ્યા સમુદ્ર મઝાર;
ફલહક સંગે કરી દંપતીરે, નીકળીયાં જળ બાર. ધિ૦ ૧૯
ગુણધરમા મન દિલગીર હુઓરે, હૈ હૈ કરમના ખેલ;
પ્રેમગતિ ને સ્ત્રી ચરિત્રનેરે, મેઘ કરે જગ રેલ. ધિ૦ ૨૦
વિત નરીંદ ભંડારનોરે, વિધાનો જે પડીઓ આંક;
કોઇ નવી જાણે સંસારમાંરે, કોણ રાજા કોણ રાંક. ધિ૦ ૨૧
પ્રેમવસે પગ પગ આપદારે, ધિક ધિક વિખય વિકાર;
રાગને દ્વેષે કરી પુરીયોરે, કુગતી ફળ દાતાર. ધિ૦ ૨૨
છંડી પ્રમાદને તપ કરૂંરે, મુકી પરીગ્રહ લોભ;
કનકાવતી ભાખે નાથનેરે, મન રાખો થીર થોભ. ધિ૦ ૨૩
આખે અંગેથી જળ નીસર્યોરે, એવડો શો વિખવાદ;
રંકપરે દુઃખને કાં ધરોરે, છો બળીયા નર આદ. ધિ૦ ૨૪
ચિત્ત વૈરાગ્યને ધાવતોરે, સૂતે રયણી જાગંત;
ખેચર આવ્યો વળી વનમાંરે, દેખી નીધર ખેદંત. ધિ. ૨૫
યુદ્ધ લાગ્યું તીંહાં દોયનેરે, વજે વજ્ર પ્રહાર;
વીજ ઝબુકે જેમ વાદળીરે, તેમ અસી ચળકે અંધાર ધિ૦ ૨૬
ખીણ એકમેં જોતે જીતોરે, ઝાલ્યો ખેચરનો રાય;
જા તુને મેલુ મારૂં નહીરે, જીવ દયાને પસાય. ધિ૦ ૨૭
ખેચર ખાંમીને તે ગયોરે, રયણી વીહાણી જામ;
કુલપતિ પૂછીને ચાલીયારે, દોય આવ્યા કોઈક ગામ. ધિ૦ ૨૮
નગર ઉદ્યાને શૂરી પેખીયારે, ખટકાયા રખવાળ;
ત્રીજે ઉલ્લાસે એ બારમીરે, ઋખભવિજય કહી ઢાળ. ધિ૦ ૨૯

॥ દુહો. ॥

ઉલટ આણી ચિત્તમાં, નમીઓ તેહ મુણીંદ;
કનકાવતી પણ ભાવથી, પ્રણમ્યાપદ અરવીંદ. ૧
જીવ ભવિક જાણી કરી, દીએ દેશના સાર;

જો સુખ ચાહે સાસ્વતો, તો તું મોહ નિવાર. ૨
પરીગ્રહ વિખયની લાલચે, દુઃખ સહે ઘણું જંત;
મુનીવરે દૂરથી દાખીઓ, મધુ બિંદુ દ્રષ્ટંત; ૩
ગુણધરમા વદે નારને, સદ્‌ગુરૂ મળીઓ સંગ;
અનુમત આપો હે પ્રિયા, ચારિત્ર સુમનરંગ. ૪
કનકાવતી રોતી કહે, યોવન લહેરે જાય;
હમણાં નહીં આપું રજા, આગળ સમય વિજ્ઞાય. ૫

## ॥ઢાળ ૧૩ મી॥ દેશી॥ ઉદયાપૂરરો બીજડલો મંગાવ.

ગુણધરમા હવે તેહ ઉદ્યાન, ધણુવારૂરે મેલી ભોજન વિધ લેવા નગરમાં આવીયો હોરાજ; એહવે કોઈ વને ગુણચંદ્ર નામ, ધણુ૦ રાજકુમાર રૂપ દેખી મનભાવીયો હોરાજ. હારે કાંઈ નીશ્રણો ને ભૂપજી થીર કરી ચીત નારી બહુ રંગી મને મત પાતળી હોરાજ. આંકણી. ૧

કનકાવતીને પુછે કુમાર, ધણુ૦ ભોળી તું કોણ છે કેમ વને એકલી હોરાજ; પણ તું કોય દીસે રાયની બાળ, ધણુ૦ પરણીછે કે સહી કુંયરી તું વળી હોરાજ. હાં. ના. ૨

સમર રૂપે જોઇ ઉપન્યો રાગ, ધણુ૦ કનકાવતી મન કુમરસ્યું મોહીઓ હોરાજ; મુજ પીયુ ગામમાં ગયો કાંઇ કામ, ધણુ૦ પણ તે છે સંસાર ઉપર વિજોગીઓ હોરાજ. હાં. ના૦ ૩

તુજને છે માહરા રૂપનો પ્રેમ, ધણુ૦ તે મન જાણ્યું મેં મુખડું વિલોકને હોરાજ; કનકાવતી કહે પુરૂં તે ખંત, ધણુ૦ નાહને વંચીને આવીશ તુમ કને હોરાજ. હાં. ના૦ ૪

મારીઓરે વલ્લભ માહરે કંથ, ધણુ૦ ઘડીઘડી સાંભરે બાળેછે દેહડી હોરાજ; તેમ તુમ સાથે રાખુ સ્નેહ, ધણુ૦ તુંહી પણ રાખેજે રૂડીપરે પ્રીતડી હોરાજ. હાં. ના૦ ૫

ઉતકરખે ગયો ઘરે ગૂણચંદ, ધણુ૦ ગૂણ ધરમા હવે જઇ જુવટે રમે હોરાજ; જીતીયા દ્રવ્યના મંડક કીધ, ધણુ૦ વનમાંહે લાવીને જમે દોયતીણુ સમે હોરાજ. હાં. ના૦ ૬

અધોમુખ કરી રહી ચિંતાએ નાર, ધણુ૦ દેખીને મનમાં કુમરે વિચારીઓ હોરાજ; ગળીયો દીસે કોઇ પર નર સંગ, ધણુ૦ ઉઠીકુમર જુએ વનકુંણુ જારીઓ હોરાજ. હાં. ના૦ ૭

તવ નર એક કહે કુમરને એમ, ધણુ૦ હજુ લગે વનમાં છે રાજકુમા-

રીઓ હોરાજ; ગુણધરમા પ્યારે કુણ નૃપનંદ, ધણ૦ ગુણચંદ્ર ના-
મારે પુરૂષ ઉચારીઓ હોરાજ. હાં. ના૦ ૮
નવયોવના એક નારની સાથ, ધણ૦ વાતોને કરવાને મનડો લગારીઓ
હોરાજ; હું ગયો આગળ લેઈ તસ આણ, ધણ૦ તમને પુછું છે કે
મહોલે પધારીઓ હોરાજ. હાં. ના૦ ૯
ઉત્તર દેઇને કરીઓ વિદાય, ધણ૦ ચારીત્ર લેવા કુમર ધણું રાચીઓ
હોરાજ; સમીપ ગામે ગયો મામાને ઘેર, ધણ૦ પાછો આવી વ્રત
સૂર કને જાચીઓ હોરાજ. હાં. ના૦ ૧૦
સંયમ લેઇ ભણ્યો અંગ ઇગ્યાર, ધણ૦ ઉગ્રવિહારે તપદુઃકકર આદર્યો
હોરાજ; આઠ કરમ દળ કરી ચકચૂર, ધણ૦ ગુણધરમા મુની શિવ-
પદને પર્યો હોરાજ. હાં. ના૦ ૧૧
તે કનકાવતી ચંચળ ચીત, ધણ૦ મામાના ઘરથકી એક દિન નીકળી
હોરાજ; પૂરવ કીધ સંકેત વિચાર, ધણ૦ ગુણચંદ્ર કુમર ને આવીને
તે મળી હોરાજ. હાં. ના૦ ૧૨
પટરાણી પદ થાપી તે રાય, ધણ૦ શોકે ભોજન માંહે ઝેરને આપી-
યો હોરાજ; વીખ વાલણ કરે અનેક ઉપાય, ધણ૦ પણ નવી વળીયો
તે અંગે વ્યાપીઓ હોરાજ. હાં. ના૦ ૧૩
કાલ સમય લહી મરણ અસાધ, ધણ૦ રૌદ્ર ધ્યાને શું નરક ચોથી ગઈહો.
નરકથી નીકળી ભમશે સંસાર, ધણ૦ વિષય લાલચથી દૂર ગત થઇ હો.
તિમતુમેનવી કરો મન લલચાય. ધણ૦ વિધ્ધા ઘરપરે દુઃખને પાવસ્યોહો.
કનકાવતી ગઈ નરક મઝાર, ધણ૦ તેમ પરભવપણ કુગતિજાએ જાવસ્યો.
બાત સૂણી હવે બોલીયોરાય, ધણ૦ મુજ મન ઉપર તુમે સાચી કહી હો.
ત્રીજા ઉલ્લાસની તેરમી ઢાળ. ધ ઋખભવિજય ભણી મનગાંહે ગહીગહીરે

## ॥ દુહો. ॥

ભરતેશર ગંગાધરે, વસીયો વરસ હજાર;
પણ આરીસા ભુવનમેં, કેવળ લહ્યો ભવપાર. ૧
અબળા નામ છે એહનું, સબળાં માન મરોડ;
ઈંદ્ર ચંદ્ર આદે ઘણાં, ખડા રહ્યા કરજોડ. ૨
પરદારાને કારણે, ફરો તમે દિવસને રાત;
મુજ આગળ ડહાપણ કહો, રૂડી શિયળની વાત. ૩
સચીવો જાણું તુમ તણા, છાના સકળ ચરિત્ર;

અરણુ મયણુ કરી કોપીયો, ધાત્રીશ કેના મિત્ર. ૪
મોટો મંત્રિ ચિંતવે, મે શુભ વંછ્યું રાય;
સામુ તે અવળું થયું, સુગી વાનર ને ન્યાય. ૫
ત્રણુ મંત્રી ચોથા ભણી, છાનેથી કરી સાન;
રાજા આપણુ વશ થશે, વાળો વચન પ્રમાણુ. ૬
વચ્છ સભા મહીં આપણો, લીધો બુધ્ધિએ માન;
આપણુ અવસર આવીયો, તે મત ભુલો સુજાણુ. ૭
અવસર દેખી ચાલીયે, જેમ રીઝંતો રાય;
કીડીએ કુંજર ગળ્યો, તોપણ ના ન કહાય. ૮
અન્યોઅન્ય આલોચીને, રાજાને કહે ચાર;
વચ્છ કુમર જીવ્યા છતાં, ન મળે તુમને નાર. ૯
તે માટે અમે ચિંતવ્યો, કરો તસ મરણુ ઉપાય;
સિંહ સામંત ઘણું આકરો, તેહથી કામ એ થાય. ૧૦
ભૂપ તેડાવી તેહને, દાખ્યો સકળ વિચાર;
તે પણુ સાંભળીને કહે, મારૂં કોઈક પ્રકાર. ૧૧
ઉઠયા જાવા ઘર સહુ, મંત્રિ પ્રણુમી ભૂપ;
રાત ગઇને પ્રહ થયો, ઉગ્યો સૂરજ અનુપ. ૧૨
* છત્રિશ રાજ કુળી વળી, પર ખટ મળી એકત્ર;
બેઠો સીંહાસન ભૂપતિ, રાજીત ચાંમર છત્ર. ૧૩
પહેરી વેશ સોહામણો, તેહ સભાહ મોઝાર;
વચ્છ કુમર પણુ આવીને, રાયને કીધ જુહાર. ૧૪
બેઠો જઈ સીંહાસને, દેખી સીંહ સામંત;

* ૧ સૂર્ય વંશ. ૨. શોમવંશ ૩ યાદવ વંશ ૪ કદંબ વંશ ૫ પરમાર વંશ ૬ ઈક્ષ્વાકુ બંશ. ૭ ગાહમાનવંશ ૮ ચોલુકય વંશ ૯ મૌરીકવંશ ૧૦ સૈલારવંશ ૧૧ સિંધવંશ ૧૨ છિંદકવંશ ૧૩ ચોપોતુકવંશ. ૧૪ પ્રતિહારવંશ. ૧૫ લુકુકવંશ. ૧૬ રાષ્ટ્રકુટવંશ. ૧૭ શકવંશ. ૧૮ કર્ટકવંશ. ૧૯ કર્ટપાળવંશ. બંદીલવંશ. ૨૧ ખીંદકવંશ. ૨૨ ગોહીલવંશ. ૨૩ ગોહીલપૂત્રવંશ. ૨૪ પોતીકવંશ ૨૫ મંકુયાણુવંશ ૨૬ ધામપાલ વંશ. ૨૭ રાજપાલવંશ ૨૮ અનંગવંશ ૨૯ નીકુંભવંશ ૩૦ દહાકરવંશ ૩૧ કેલાતુરવંશ ૩૨ દાહીકવંશ ૩૩ દુણુવવંશ ૩૪ હરીતવંશ ૩૫ ડોડવંશ ૩૬ મારવવંશ.

(યહ છત્રિસ રાજકુલિકા નામ લિખ્યા હૈ)

ચીને જો ઉઠે સભા, તો દેઉં શિક્ષ અત્યંત. ૧૫

એમ કરતે ઉઠી સભા, લોક વેરાણું જામ;
તવ સિંહ છેતરી વચ્છને, વીંટી ત્રણીઓ તામ. ૧૬
હણ્યો સિંહ સામંતને, એક પાડુને પ્રહાર;

કુમર આવ્યો મલકતો, નિજ નારી આગાર. ૧૭

બીજે દિન પણ પરખદા, મળીયા જન સામંત;
શેઠ સેનાપતિ મંત્રવી, વચ્છ ભૂપત ઉલસંત. ૧૮

## ।।ઢાળ ૧૪ મી ।।દેશી।। મૃતકારજ કરી રાયનારે.

જીતારી બોલ્યો તદારે, સાંભળજ્યો સામંત;

દુધ જોઇએ વાઘણ તણુંરે, કામ પડ્યું છે મહંત;
સનેહા સાંભળોરે, સાંભળીને કરો કામ હવે ચાલે નહીંરે. આંકણી. ૧

તે લેવાને કારણેરે, કહો તે જાશે કુણ;
બીડું છળો એ ગાઢરૂંરે, જેહ ખાતાંહો લુણ. સનેહા. ૨

એણી પરે ભૂપતીએ કહ્યું રે, સકળ સભાને વચન.
પણ ગ્રહેવા બીડાં ભણીરે, કોઇ ન આપે તન. સનેહા. ૩

સનમુખ ભાળીને રહ્યો રે, મૌન કરી જન તેહ;
મરણતણી બીકે કરીરે, કાયર કંપે દેહ. સનેહા. ૪

તવ કરજોડીને કહેરે, મોટો એક સામંત;
સ્વામી જે ભાખો વારતારે, તેતો વિકટછે અત્યંત. સનેહા. ૫

શૂરાને ગન સેજછેરે, બીડું ગ્રહ્યાનું રાય;
તેતો સગત વચ્છરાજનીરે, જેહથી કામ એ થાય. સનેહા. ૬

બીડું આપો તેહનેરે, એ બેઠો તુમ પાસ;
વાઘીણ દેખીને બીહેરે, બીજા કાયર દાસ. સનેહા. ૭

એણી પરે કુમતી મંત્રીએરે, નૃપને વિનતી કીધ;
સાંભળી હરખ્યો મહિપતિરે, તે ભણી નજરને દીધ. સનેહા. ૮

રાય કહે વચ્છરાજનેરે, બીડું ગ્રહો તુમે એહ;
વાઘીણ લાવો જીવતીરે, દુધને કારણ તેહ. સનેહા. ૯

માનશું મજરો તમતણોરે, જીવીત સુધી ઉછાંહે;
વચ્છકુમર શ્રવણે શુણીરે, ચિંતે હૈયડા માંહે. સનેહા, ૧૦

એ કુબુધી સચીવનારે, કીધાં સરવે કાજ;
હવે નાકારો જો કરૂંરે, તો ન રહે મુજ લાજ. સનેહા. ૧૧

વચ્છકુમર આલોચીનેરે, ઉઠયો ચપળસ્યું તામ;
કહે આપો મને પાનનેરે, દુધ ને લાવું સ્વામ, સનેહા. ૧૨

નરપતિ આવી બોલીયોરે, વચ્છકુમર શાબાશ;

પ્રણમી ચાલ્યો પ્રેમરે, આવ્યો નીજ આવાસ. સનેહા. ૧૩

ઉદાસી મન દેખીનેરે, બોલી ખેચરી નાર;
શી ચિંતા છે? નાથજી રે, વાધીણ દુધની સાર; સનેહા ૧૪

કહે કુમર કેમ જાણીઓરે, રાય તણો આદેશ;
ભાખો તે મુજને ખરૂરે, નારી છિયળ ગુણ વેશ.સનેહા. ૧૫

અંતર દેવ પ્રયોગથીરે, જાણ્યું વાતનું મુળ:
ભૂપત તેડી ઘરે કર્યુંરે, હવે ચોળા શુળ. સનેહા. ૧૬

तयः-काकेशौचंधुत कारेपु सत्यं; क्लिवंधैर्य मधेप तत्वचिंता;
सर्पक्षांति स्त्रीषुकामायशान्ती, राजामंत्रिनदृष्टश्रफतंवा. १

પણ ચિંતા કાંઇ મત કરોરે, ગણો મુખડેરે તેજ;
અમે કહીએ તે સાંભળોરે એતા કામ છે સેજ. સનેહા. ૧૭

શ્રી શ્રી કુમર વચ્છરાજનેરે, રાસને ત્રીજે ઉલ્લાસ;
ઢાળ એ ચૌદમી રૂઅડીરે, ઋષભ કહે ગુણરાસ સનેહા ૧૮

## ॥ દુહા. ॥

દેવત અશ્વ ઉપર ચઢી, ભીમાટવીએ જાય;
દેખી તુરગમ આવશે, દેવ સણી અમ ગાય. ૧

કહેજ્યો તસ મુખ આગળે, કરશે વાઘણ રૂપ;
દુધે ઝરતી થણ પ્રતે, આણી સુંપજ્યો ભુપ ૨

## ॥ ઢાળ ૧૫ મો ॥ દેશી ॥ પશ્નોતર પુછે પીતારે.

ખેચરી મુખથી સાંભળીરે, કુમર થયો અસવાર;
ચાલ્યો ગ્રહેવા દુધને, વાઘણનુ તીણ વારરે.
વચ્છ પ્રસંસીએ, પુન્ય બળીઆ તેહરે પુન્યને કીજીએ. આંકણી ૧

પહોચ્યો ભીમારણ્યમારે, રાજકુમર અભીરામ;
તુરંગ દીઠો બેનનોરે, ઓળખ્યો વ્યંતરી તામરે. વચ્છ૦ ૨

દોડી આવી સનમુખેરે, પુછે કુમરને તેહ;
શું કારણ તમે આવીયારે, ભીમારણ્યે એહરે; વચ્છ૦ ૩

વચ્છકુમરે તવ દાખીઓરે, મુળ થકી અધિકાર.
સાંભળી વાતને વ્યંતરીરે, વાઘીણ થઇ મનોહારરે. વચ્છ૦ ૪

થણ ઝરતાં દુધે થકીરે, કુમરે ઝાલીરે કાન;
લાવ્યો પરખદને વચેરે, દેખી રાય મુખ મ્લાનરે. વચ્છ૦ ૫

કહે કુમર એ લાવીયોરે, વાઘીણ દોવોરે દાય;
એમ કહી મુકયો કાનનેરે, આવી સનમુખ રાયરે. વચ્છ૦ ૬

કાપી બોલી ચિત્રીકારે, સહુ પરખદ નર માંહ્ય;
કોને ભક્ષણ કરૂં હવેરે, બોલો જન મુખ આંહ્યરે. વચ્છ૦ ૭

એ મતિદાયક મંત્રીનોરે કહો તો કરૂં એક ગ્રાસ;
કે જીતારી રાયનોરે કરૂં એક કવલ અમાસરે. વચ્છ૦ ૮

વ્યાઘ્રી વયણે થર હર્યારે, મંત્રીને વળી રાય;
પરખદ લોક તે સાંભળીરે, દશોદીશ નાઠા જાયરે, વચ્છ૦ ૯

નરપતિ કહે કુમારનેરે, એ નવી પાપ નીપાય;
સાહેબ પહોંચ્યું દુધનેરે, ઝાલ એ વાઘીણ ભાયરે. વચ્છ૦ ૧૦

મુજને હણુશે પરજનારે, બોલ્યો દિન વચન;
કુમરે પણ પાછો ગ્રહ્યોરે, જઈ વ્યાઘ્રીનો કનરે. વચ્છ૦ ૧૧

લાવ્યો નીજ ઘરે તેહનેરે, દેતો બહુલોરે માન;
સહુને મળી ખીણ એકમાંરે, આવી પોતાને સ્થાનરે. વચ્છ૦ ૧૨

વચ્છ પ્રીયા હરખે ઘણુંરે, રાજા દિલગીર થાય;
મુકે મુખ નીસાસનેરે, હવે કુણ કરશું ઉપાયરે. વચ્છ૦ ૧૩

તવ ગચ્છ નાયક દિનમણીરે, સોહમ પરંપર પાટ;
વિજયાણંદ સુરીશ્વરરે, પાલક ચરણની વાટરે. વચ્છ૦ ૧૪

સારદ ચંદ તણી પરેરે, વાચક પદનારે ઇશ;
ઋદ્ધિવિજય ગુણ સેહરારે, તસપટ પ્રગટ દીસરે. વચ્છ૦ ૧૫

કુંઅરવિજય દીપક સમારે. જૈનજ્ઞાન ભંડાર;
તેહને પાટે છાજતારે, નગીએ ચરણ ગુણ ધારરે. વચ્છ૦ ૧૬

તાસ શિષ્ય કિરીયા નીલારે, પ્રેમવિજય મનોહાર;
રામવિજય તસ પાટવીરે, ઋખભવિજય વિજયકારરે. વચ્છ૦ ૧૭

શ્રી શ્રી કુમર વચ્છરાજનેરે, રાસને ત્રીજે ઉલ્લાસ;
ઢાળ પંદરમી એ કહીરે, શૂણતાં સમકિત વાસરે. વચ્છ૦ ૧૮

वच्छकुमरनो रुडो रास, पंदरढाळे तृतिय उल्लाश;
जेम जेम वात करु परकाश, तेमतेम आपे अधिक मीठाश.

इती वच्छराज चरित्रे पृजाधिकारे प्राकृत प्रबंध व्यंतरी दुःखहरन ॥१॥ मातृथ्थ पटार्पण ॥२॥ राजा ग्रहे निमंत्रण ॥३॥ व्याघ्रि दुग्ध आनयन् ॥४॥ एभी चतुर्भी कलावृतो तृतिय प्रस्तात्र संपुर्णम् :

## ॥ દુહો. ॥

સિદ્ધારથ ત્રીસલાતણો, નંદન ગૂણ ગંભીર;
સાસનપતિ ચોવીસમો, જીન પ્રણમું મહાવીર. ૧
સિધ્ધ નિવાસી ગૂણ ઘણા, મુખથી કેમ કહેવાય;
ખીર સમુદ્ર જળશું ભર્યો, બિંદુ કેમ ગણાય. ૨
વ્યોમ અસંખ્ય પ્રદેશ છે, ગૂણ છે તાસ અનંત;
એક પરદેશમાં સાહીઓ, અગુરૂ લઘુ ગુણવંત. ૩
લોક પ્રમાણે અલોકમેં, વાસે ખંડ અનંત;
આતમ એક પ્રદેશમેં, છે શકિત ભગવંત. ૪
નમીએ વળી અજાહરી, સરસ્વતિ કવિજન માય;
વચ્છ તણા ગુણ ગાયવા, પૂરે મન અભિપ્રાય. ૫
મહિપતિને મંત્રી મળી, કીધો કપટ વીચાર;
બોલતો જળ લેવા ભણી, મોકલ્યો વચ્છકુમાર. ૬
રાજસભા માંહે આવીને, બેઠો ચામર ઢલંત;
તવ જીતારી ઇણી પરે, વચ્છકુમરને વદંત. ૭
ઓખધ કરવા માંડીઓ, શરીર નિરોગી કાજ;
જળતર વાણી બોલતું, આણી આપો રાજ. ૮
નૃપ નંદન પૂછે તદા, તે જળ છે કુણ ઠાણ;
મંત્રિ કહે તમે સાંભળો, વંધ્યાચળ જે રાન. ૯
દોય પરવતને અંતરે, બોલ્યા જળનો કુપ;
નેત્રપુટ પરે દોય મીલે, નિરંતર તે ભૂપ. ૧૦

॥ઢાળ ૧ લી ॥દેશી॥ હોસાહેબ બાહુજીનેશ્વર વિનતી.

હોલાલ કુમર હવે જળ લેવા ચાલીયો, આવીયો નિજ આવાસ હો;
હો૦ ગીલાણ કુમર મુખ દેખીને, બોલાવે નારીઓ તાસહો. હો૦ ૧
હો૦ શી ચિંતા તમે જળની કરો, રાખોને હૈયડે હામહો;
હો૦ તમે ઘર તેડયા જે ભૂપતિ, એ મુળ લાગ્યાં શ્યામહો. હો૦ ૨
હો૦ વંધ્યાચળે શકુનીકા રૂપ ધરી, દેવી છે એની મુજહો;
હો૦ તુરંગ સુર ઉપર બેસીને, જાઓ જળ દેશે તુજહો. હો૦ ૩
હો૦ કુમર અસપીઠે આરૂઢીઓ, ખડગ અમુલક લેયહો;
હો૦ દારૂણ વનમાંહે એકલો, ગયો મન ધીરજ ધરેયહો. હો૦ ૪
હો૦ દોય ગિરીવર સમીપે આવીયો, ખીણ એકવાર મઝારહો;

હો૦ તુરંગમ બેનનો ઓળખી, શકુનીકા રૂપ તિવારહો. હો૦ ૫
હો૦ વ્યંતરી આવી કુમરને એમ ભણે, કેમ પદ ધરીયા વનહો;
હો૦ કુમર કહે જગને કારણે, વ્યંતરી થઈ પરસનહો. હો૦ ૬
હો૦ તુંબી ભરી કુમરને આપીયું, વચ્છ તે જળ સમાદાયહો;
હો૦ ફરી નિજ નગરે આવીયો, મુકયું સભા માંહે જાયહો હો૦ ૭
હો૦ તીંહાં મંભ વાણુને ઉચરે, કહોતો ભખું એહ રાયહો;
હો૦ મંત્રીશ્વર ચાર જે પાપીયા, તેહને ભખુ જઇ ધાયહો. હો૦ ૮
હો૦ જોવાને મળ્યા પરખદ જના, વિસ્મય પામ્યા સર્વહો;
હો૦ ભયંકર સ્વર જળ સાંભળી, રાય મંત્રીએ મૂકયા ગર્વહો. હો૦ ૯
હો૦ ભૂપતિ કહે પહોંચ્યુ વારને, લેઇ જાવો અન્ય ઠાયહો;
હો૦ કુમર પણ તુંબી જળ ભરી, લેઇને નિજ ઘર આયહો. હો૦ ૧૦
હો૦ સકળ જન મન માંહે ચેતીયા, કરે વચ્છ મરણ ઉપાયહો;
હો૦ સભાને વેરાણીને જન ગયા, મહેલે આવ્યો રાયહો. હો૦ ૧૧
હો૦ તેડાવ્યા મંત્રી ચારને, આવ્યા તે અવસર જોયહો;
હો૦ ભૂપતિ કહે જળ પણ લાવીયો, એહને અસાધન કોયહો હો. ૧૨
હો૦ પ્યારી ન વિસરે પ્રાણથી, કામાતુર મન થાયહો;
હો૦ તુમે બળ બુદ્ધિને કેળવી, મેળવો રચીને ઉપાયહો. હો૦ ૧૩
હો૦ હું માનીશ બહુ ઉપગારને, નહીં થાવું ગુણનો ચોરહો;
હો૦ જીવીત લગે ગુણ નહીં વીસરૂં, અહનીશ રાખીશ હોરહો. હો૦ ૧૪
હો૦ શ્રી વચ્છકુમરના રાસની, ઢાળ એ ચોથે ઉલ્લાસ હો;
હો૦ રૂડીપરે ઋષભવિજય કહી, પહેલી ભવિયણ ખાસહો. હો૦ ૧૫

## ॥ દુહો. ॥

તવ ચારે મંત્રિશ્વરૂ, નીશૂણી ભૂપ વચન;
વચ્છકુમરને મારવા, આલોચે દેઇ તન. ૧
મોટો મંત્રી બોલીયો, લાધ્યો એક ઉપાય;
જમરાજા ઘર મોકલો, ફરી પાછો નવ આય. ૨
રાય સુતાશ્રી સુંદરી, તાસ વિવાહમી બેણ;
અવર પ્રસંસે એ ભલો, દોષ ન માથે કેણ. ૩
નિશ્ચય વાત કરી મને, વિનવીએ જઈ રાય;
જો મન ઈચ્છો મારવા, તો કરો એમ ઉપાય. ૪

રાજા મનને હરખીઓ, સચીવ પ્રસંસા કીધ;
એહ કરૂ ઉતાવળો, મુજ મન કારજ સિદ્ધ. ૫

**॥ઢાળ ૨ જી ॥દેશી॥ કર્મ પરિક્ષા કારણ કુમર ચલ્યોરે.**

સાંભળજ્યો હવે નગરી દક્ષિણ દિશભણીરે, કુગતી મંત્રી ચારને રાયરે;
આવીને તીંહાં બેઠા મનસુબો કરીરે, ખોદાવે એક મોટી ખાયરે. સાં. ૧
કાષ્ટ સકળ કરી તેહ માંહે પૂરીયાંરે, તેડાવ્યા સહુ દાસ સામંતરે;
વચ્છકુમર પણ જોવાને તે આવીયોરે, લોકાદિકને મળીયા શેઠ મહંતરે. સાં.
દંભને રાખી રાજા ભાખે તીણ સમેરે, મેં આરંભ્યુ વિવાહનું કામરે;
સુંદરીનામા બેટીને પરણાવવારે, જમને તેડી લાવો કોઇ ધામરે. સાં.
નૃપની વાણી સહુકો સાંભળીરે, થયા સામંતાદિક વિલક્ષરે;
મૌન કરી મુખ ગોપીને બેસી રહ્યારે, જાણે ઝંપા ખાધી ધીગક્ષરે. સાં ૪
છાની વાતો લોક કરે કંઇ કાનમેંરે, એ શું બોલ બોલે છે રાયરે;
દેખી પેખી યમરાજાને મંદિરેરે, આપણથી કહો કેમ જવાયરે. સાં. ૫
કોઇ સમજાવે આતો આવી સાનમાંરે, ભૂપતિકેરૂં ચિત ફરેયરે;
ધનને લેશે લુંટી આપણુંરે, એતો યમનું મસહ્ કરેયરે. સાંભળ. ૬
એમ જન ચિંતીને મનમાંહે સમજ્યારે, સામંતાદિક મૈન ધરેયરે;
નૃપતિ બોલ્યો બે ત્રણ વારતેરે, પણ કોઇ ઉત્તર પાછો ન દેયરે. સાં. ૭
રાજા બોલ્યા ફરી હુરકા કરીરે, રાતે નેત્રે ભ્રુગુટી ચઢાયરે;
દાસ અમારા ખાવો વેળા કામનીરે, બેઠાં સહુકો કાન ઢળાયરે. સાં. ૮
પણ કાંઇ આશા રાખો જીવનીરે, તો કોઇ પાળો એહ વચનરે;
નહીંતર મેલો એ મુજ ગામનેરે, જાઓ દુજે ચાહે તે મનરે. સાં. ૯
એણીપરે કોપીને તે રાજા બોલીઓરે, કંપ્યા લોકાદિક મન ત્યાંહયરે;
સાંભળીને તે બીના સામંત મોટકારે, રાજા મુકશે યમ ઘર જ્યાંહ્યરે. સાં.
અવસર પામીને કહે મોટો મંત્રવીરે, સાહેબજી દાખોછો જે બોલરે;
તે અમે તોલ વિચારી કીધો મનમેંરે. તમને ભાખું અંતર બોલરે. સાં.
યમરાજા નુતરવાને તે નાથજીરે, જાવા બળીયો છે કોણ તેહરે;
દેખત પેખત મૃત્યુ કોઇ નવી લહેરે, વ્યાધી આદે પૂર્વે કીધાં જેહરે. સાં.
તે સહી જાયે યમને તેડવારે, બીજાં રાંક એ જાણે શું જમ્મરે;
ગજ અંબાડી નાખી ખરને ઉપરેરે, તે શું ઉપાડે કહું તમ્મરે. સાં. ૧૩
તવ નૃપ ભાખે વચ્છકુમારનેરે, સાંભળ તુંહી જીવન મુજરે;
ઉત્તમ યાનંદ દક્ષિણ યમ વસેરે, તેડી લાવો આપું બીડું તુજરે. સાં. ૧૪

એતો કામ અમારૂં સધારવારે, તુમવીણુ દુજો દેખું ન કોયરે,
સામંતાદિક મળીયાંછે સહુ સ્વાર્થીરે, ચાકર અછીરા તું જોયરે.સાં.૧૫
વિવાહ ઓચ્છવ ઉપરે લાવજયોરે, વહેલા તેડીને જમરાણુરે;
કહેજયો હવે તુમવીણુ ચાલે નહીંરે, ઘણે ઘણે વાને દઇ આદરમાનરે સાં.
વચ્છકુમર એમ સાંભળીને ચીંતવેરે, કહ્યું ના કરૂં તો ન રહે લાજરે;
મન આલોચી ઉઠી કર ધર્યોરે, આપો સાહેબ પાન સગારૂ કાજરે. સાં.
રાયને પ્રણમી બીડું લીધું હાથમારે, દેખી પ્રજા વિનવે નાથરે;
એછે બાળકરૂપે કરીને રૂઅડોરે, તે ઉગારો જાડીગો હાથરે. સાં. ૧૮
પરદેશી એ આવ્યો તુમચો પ્રાહુણોરે. વળી છે ગરીઆઇ એ ભાણેજરે;
જઇ પરદેશે લાવ્યો અમર દેવનોરે, પરઉપગારી ઉપર રાખો હેજરે.સાં.
ઘર તેડીને ભોજન દીધો ભાવતોરે, રાજાને તો કાન હોવે સાનરે;
પ્રજા કહેછે કરૂણા આણો ચીતમેંરે, વચ્છને આપો જીવીતદાનરે સાં.
યમને ઘેર જવાને પાન જે આપીઓરે, તે ફરી આપો બીજે જાશે કોયરે;
શ્રીવચ્છરાજને રાસે ચોથા ઉલ્લાસનીરે, ઋષભકહેછે દુજીઢાળએહોયરે.સાં.

## ॥ દુહા ॥

રાજા કોપે ધમધમ્યો, નેત્ર થયાં અતિ લાલ;
લોક ઉપર ધુરકી કરી. જાંણે પડીગો કાલ. ૧
રહો આળુબોલી પરજતે, તમે નવી સમજો કાંય;
તવ પ્રજા તે ચૂપ રહી, વચ્છકુમર ઘર જાય. ૨
રાય જીતારી મુજને, આપ્યો યમનો પાન;
મેં પણ લીધો લાજથી, સાંભળ નારી વાણ. ૩
શા કહે તમે કેમ કર લીયો, બીજા તેહ કરંત;
એ કારણ તુમ મૃત્યુના, રાય કરે છે કંથ. ૪
આપણ પ્રભુ છે પાધરો, તો શું કરશે રાય;
બોલી ખેચરીઓ તીહાં, યક્ષ તણે સમીપાય. ૫

## ॥ ઢાળ ૩ જી ॥ દેશી ॥ લાલ લાલ જેસી તેરી અંખીયારે જેસી ઝલતી મસાલ.

રતનચૂલા મદનચૂલારે, દોય ખેચરી નાર;
યક્ષને આગળ વિનવે, અમને તુમચો આધાર.
મહેર કરો અમ ઉપરે કહુંછું લાગીને પાય. મહેર–આંકણી. ૧

પિયુ અમારો ભોળીયોરે, નવિ સમજે લગાર;
ભૂપે આદેશને આપીયો, જાવા યમને દ્વાર. મહેર૦ ૨
યમને ઘરે જે મોકલ્યાંરે, ફરી નાવે સંસાર;
રાજાને મંત્રી પાપીયાં, કરે મરણ વિચાર. મહેર૦ ૩
વાર હવે નહીં દેવતારે, ધરો પિયુનું સ્વરૂપ;
સકળ સભા સાખે જઈ, કરો ભાંખ જે ભૂપ. મહેર૦ ૪
એહવું શુણી અસ દેવતારે, કર્યું તદ પ્રતિરૂપ;
આવ્યો જન સહુ દેખતે, બોલે વચન અનૂપ. મહેર૦ ૫
કહો શું કહાવો કીનાશનેરે, થયો જાવાને ત્યાર;
ભૂપ શુણી હરખ્યો ઘણું, હરખે સચીવતે ચાર. મહેર૦ ૬
કહું એ માસને આંતરેરે, વહેલા આવજ્યો જાય;
ઘણે ઘણે માને લાવજ્યો, તેડીને યમરાય. મહેર૦ ૭
ચિત્તામે અગ્નિ સંધુકીઓરે, હુઈ દારૂણ ઝાલ;
યમરાના ટોલાસમી, ધગધગ મર વિકરાલ. મહેર૦ ૮
વચ્છ આવ્યો ચિતા કનેરે, પહેરી વસ્ત્ર વિશાળ;
અંગે આભુષણ શોભતાં, જો તે ગનુમાની માલ. મહેર૦ ૯
યક્ષને દેવે જે કર્યુંરે, વચ્છ સદ્ર સ્વરૂપ;
નૃપ જન આદે દેખતે, બેઠો ચિતામેં ભૂપ. મહેર૦ ૧૦
વચ્છ દેખ બળતો જનારે, થયાં સહુ દિલગીર;
હાહા કરતે માનવી રૂએ માહા વડવીર. મહેર૦ ૧૧
કાયા હોમી તે ઝાલમાંરે, હરખે રાજા અપાર;
નગરી જન રોવે ઘણું, આંખે આંશ્રુની ધાર. મહેર૦ ૧૨
વૈક્રીયરૂપે દેવતારે, દેખે વચ્છને ત્યાંહ;
કારમો રૂપ કરી બાળીયો, તે તો ખીણ એક માંહ. મહેર૦ ૧૩
છાર થયો જનમન લહેરે, કરે માંહોમાંહે માંહ;
થયો અકરાકર એ પૂરે, ન ઘટે રહેવું તે આંહ. મહેર૦ ૧૪
દારી ચિત્તા જળે ભસ્મનેરે. નાખી મંત્રિને રાય;
હરખે બીહે નહીં પાપથી, તેહને ક્રૂશ્ન લે સાય. મહેર૦ ૧૫
જન કહે શું લેઈ જાયછેરે, કરી એવડો પાવ;
અમરપટો તો કો નહીં, મરવું રાણા ને રાવ. મહેર૦ ૧૬
વળીયા સહુ જન ઘર ભણીરે, મુખે અંગુલી દેય;

જીવ દયાના રાગીયા, વચ્છતણું દુઃખ લેય. મહેર૦ ૧૭
સુલ્લભ બોધી પોશા કરેરે, ધરે કેઇ ઉપવાસ;
ધ્યાન ધરે સઝાયનાં, સામાયક ગુણ રાસ. મહેર૦ ૧૮
કિંકર દેવે મયા કરીરે, રહ્યો કુમર તે ગેહ;
સુખ વિલસે ઘર અંદરે, ત્રણ નારીશું નેહ. મહેર૦ ૧૯
દેશ વિદેશ મુખે ચલીરે, વચ્છ વાતની વેલ;
શુભ અશુભ દોય વિસ્તરે, જ્યમ જળમાંહુ તેલ. મહેર૦ ૨૦
શ્રી શ્રી કુમર વચ્છરાજનેરે, રાસે ચોથે ઉલ્લાસ;
ઋખભવિજયજીએ કહી, ઢાળ એ ત્રીજી ખાસ મહેર૦ ૨૧

॥ દુહા ॥

મહેલમાં આવી મહિપતિ, પડીયો આરત ધ્યાન,
વચ્છકુમરની સુંદરી, મળશે રૂપનિધાન. ૧
માળવદેશ મુગટમણી, એક લખ બાણું હજાર;
ગામ ઉજેણી રાજીઓ, દ્રવ્ય ઘણો ભંડાર. ૨
દેવ સજ્યામેં પોઢતું, ઘટ મઠ નીપુણ આવાસ;
પરમેશ્વર મુજ મેળવ્યો, સો નામે સુવાસ- ૩
રાય કહે મંત્રિ પ્રત્યે, લેઈ આવો વચ્છ નાર;
હવે વિલંબ ન કીજીએ, ઈચ્છિત બન્યો પ્રકાર. ૪
નાથ પ્રજા તુમ ઉપરે, થોડી રહી છે રક્તિ;
ઉતાવળથી વિશેશતા. લેશે તેવી રક્તિ. ૫
વિનયના ઘરમાં ગુણ વસ્યા, ગુણ અનુરાગી લોક,
અને અનુરક્તિ સાહાયથી, લક્ષ્મી લીલા થોક. ૭
તે માટે પડખો તમે, જ્યાં વીતે એક માસ;
તો લાવું હું શુક્યથી, કારજ હોય વિલાસ. ૭
બહુવીધ મંત્રી વારતે, કહેતા વાત વિચાર;
કામાંધે નૃપે વચ્છ ઘરે, મેખ્યા સચીવ તે ચાર. ૮
મંત્રિ આવ્યા દેખીને, પતનીએ કરી લાજ;
એક જઈ ઘર ભ્યંતરે, વાત સુણાવી રાજ. ૯

**॥ ઢાળ ૪ થી ॥ દેશી ॥ કોઇલો પરવત ધુંધલોરે લોલ.**

**રાજકુમર વચ્છ સાંભળી હોલાલ, દેવ આભુષણ ચંગહો. રંગીલા લાલ.**

દીવ્યાંબર બહુ મુલનાં હોલાલ.પહેરી શોહાવે અંગહો. રંગીલાલાલ. વાત
પ્રકાશું પુન્ય હોલાલ. પૂન્યે વંછીત પાયહો. રંગીલાલાલ. પુન્યે વેરી આં-
ધળી હોલાલ. પુંન્યે દેવવશ થાયહો. રંગીલાલાલ. વાત. ૧
વ્યંતર દેવે ગયા કરી હોલાલ, કિંકર રૂપ ઉમેદહો. રંગીલાલાલ૦
આતો આવી ખડો રહ્યો હોલાલ, કૂમર ચખ્યો કુમેદહો. રં. વાત. ૨
વૈક્રીયરૂપે ચર દોડતો હોલાલ, આવ્યો નગરી બજારહો. રંગીલાલા૦
વહેપારી તે દેખીને હોલાલ, ચિત ચમકયા તેણીવારહો. રં. વાત. ૩
પૂન્ય વખાણે વાણીયા હોલાલ, મુકી નીજ વહેપાર હો. રંગીલા૦
રાજ સભા માંહે પગ ધરે હોલાલ, રૂપે અમર આવતારહો. રં. વા. ૪
ભૂપને નમીઓ પરખદા હોલાલ, લોક કરે જુહારહો. રંગીલાલાલ;
મળીયા બહુ પસારીને હોલાલ, કૌતિક પામે પારહો. રંગીલા. વાત.૫
યમને ઘર જઈ આવીયો હોલાલ, ચાલો શણીએ વિચારહો. રંગી૦
લોક ખલક જોવા મળ્યા હોલાલ, રાજાને દરબારહો. રંગી. વાત. ૬
નગરી જન સહુ હરખીયા હોલાલ, દેખી વચ્છ દેદારહો. રંગીલાલા૦
પણ નૃપને દુઃખ લાગીયો હોલાલ, જેમ ચાંદીએ ઘરે ખારહો. રં.વા.૭
હે હે એ બાળ્યો હતો હોલાલ, જળમાં નાંખી છારહો. રંગીલાલાલ૦
તે કેમ પાછો આવીયો હોલાલ, એવડો કરી શિણગારહો. રંગી. વાત. ૮
તવ નૃપ પૂછે વચ્છને હોલાલ, કહો યમરાયની વાતહો. રંગીલાલાલ૦
શી તમે ખબરને લાવીયા હોલાલ, એ નર કોણ સંઘાતહો. રંગી. વા. ૯
વચ્છકુમર નૃપને ભણે હોલાલ, લહી પ્રભુ તુમચી આણહો. રંગીલા૦
અગ્નિમાંહેથી ચાલીયો હોલાલ, ગગને જયુ છુટયો બાણહો, રંગી.વા.૧૦
સાતસે નેઉ જોયણે હોલાલ, તારક યાનમે દીઠહો. રંગી૦
ફટીક રયણનાં ઉજળાં હોલાલ, આગાર અર્ધ્ધ કવિઠહો. રંગી.વા.૧૧
દશ જોયણ રવિ ઉપરે હોલાલ, એંસી જોયણ વળી ચંદહો. રંગીલાલાલ૦
ચઉ ચઉ જોયણ અંતરે હોલાલ, નક્ષત્ર રોહિણી નંદહો. રંગી. વા. ૧૨
ઉસનાને વાંચસ્પતિ હોલાલ, મંગળ શનિશ્ચર જાણહો. રંગીલાલાલ૦
ચાર એ ત્રણ ત્રણ જોયણે હોલાલ, નવસે જોયણ પરીમાણહો. રંગી.૧૩
જો તે ગયો ખીણ એકમેં હોલાલ, સોહમ નામે વિમાનહો. રંગી૦
તેજે લાખ સુરજ જીસ્યો હોલાલ, ચંદ અરધ સંઠાણહો. રંગી. વા. ૧૪
પંચરંગી રતને કરી હોલાલ. બત્રિસ લાખ વિમાનહો. રંગીલાલાલ૦
લઘુ તે જોજન લાખના હોલાલ, ઇંદ્ર આછે મહીરાણ હો. રંગી. ૧૫

થાને થાને ચૈત્ય છે હોલાલ, સંખ્યાએ બત્રિસ લાખહો; રંગીલાલાલ૦
રયણુ પતાકા ઉપરે હોલાલ, એહ છે સૂત્રે સાખ્યહો. રંગી. ૧૬
સિદ્ધાયણમેં સાશ્વતા હોલાલ, નિરખ્યા મેં જીનરાયહો; રંગીલાલાલ.
શુદ્ધ કંચનમય અંગ છે હોલાલ, તવણીજ કર તલ પાયહો. રંગી. ૧૭
અંક રયણ નખ અંજુલે હો લાલ, શ્રવણ કનક મહી બાલ હો રંગી.
તપનીય નાભીને ચંચુયા હો લાલ, અધર રયણ પરવાલહો. રંગી. ૧૮
તવણીં જતાળુને જીહડી હો લાલ, શ્રી વચ્છ હૃદયે સોહાય હો રંગી૦
અંક રયણની આંખડી હો લાલ, દેખી મન મોહાય હો. રંગી. ૧૯
લોહીતાક્ષ લોચન અંતમેં હો લાલ, ફાલીય મણીમય દંત હો; રં૦
રિધ્ધ રયણની તારીઓ હો લાલ, તવણીજ ભોમી કે શાંન્ત હો. રંગી.૨૦
રિધ્ધ મઇ રોગરાજીકા હો લાલ, કનકનાશા ઉદાર હો રંગીલાલાલ,
ભમુ હારીધ્ધ રતન તણી હો લાલ, શિશ વજ્જર મનોહાર હો.રંગી.૨૧
જીન પડીમાને પાએ પડી હો લાલ, જોતો મહ મંડાણ હો રંગીલાલાલ,
સોહમયાને દક્ષિણ દીશે હો લાલ, જીહાં બેઠો યમરાણ હો. રંગી. ૨૨
તેહ સભામેં હું ગયો હો લાલ, દીઠા દેવ સમુદાય હો. રંગીલાલાલ;
કાલ મહાકાલ દોય જણા હો લાલ, મંત્રિ તોલે ન્યાય હો. રંગી. ૨૩
વૈધ્યત નામે પોળીઓ હો લાલ, ચંડ મહા ચંડ દાસ હો. રંગીલાલાલ;
ચિત્ર વિચીત્ર ગુપ્તદપતરી હો લાલ, બેઠા યમની પાસ હો. રંગી. ૨૪
દુનિયા જે કરણી કરે હો લાલ, તે લખે પુન્યને પાપ હો. રંગીલાલાલ.
લખીને દાખવે આગળે હો લાલ, હુકમ કરે છે આપ હો, રંગી. ૨૫
તેહ કીનાશની આંખથી હો લાલ, બીહે ઇંદ્ર ને ચંદ હો. રંગીલાલાલ;
ભુવન પતીને વ્યંતરા હો લાલ, વૈમાનીક નેદીણંદહો. રંગી. ૨૬
અવધિ જ્ઞાને ઓળખ્યો હો લાલ, બોલાવ્યો ધરી પ્રેમ હો,રંગીલા૦
આવો વચ્છકુમર તમે હો લાલ. દૂરથી આવ્યા કેમ હો. રંગી. ૨૭
જીતારીએ મને મોકલ્યો હો લાલ, માંડયો વિવાહનો કાજહો રંગીલા૦
તમને તેડવા આવીયો હો લાલ, ઉર્ધ લોકે એક રાજ હો. રં. ૨૮
તે માટે ચાલો પ્રભુ હો લાલ, નેહી નજર નીહાલ હો રંગીલાલાલ;
ચોથે ઉલ્લાસે ચોથી કહી હો લાલ, રૂખભવિજય એ ઢાળ હો. રં. ૨૯

## દુહા.

ક્ષેમ કુશળ પૂછી પછે, સમનો બોલ્યો આમ;
મળવાને મન હોંશ ઘણી, પણ શું કરૂં છે કામ. ૧

ઇશાન ઇંદ્ર ઇંહાં નથી, એકલો સોહમ ઇંદ્ર;
મુજ વીણુ નવી ચાલે ઘડી, સેવું પદ અરવિંદ. ૨
તમે આવો મળવા ભણી, અમને રાખી પ્રીત;
અમના ગમેથી વધે, તેહવી, બુદ્ધ વદિત. ૩
તે કહેવાને મોકલું, વ્યંતર ઇંદ્ર પડિહાર;
સમજાવીને ભૂપને, મોકલજ્યો દરબાર. ૪
તિણુ અવસર સાને કરી, સમજાવો સુરરાય;
તે બોલ્યો યગનો થઇ, નરપતી પ્રણમી પાય. ૫

## ॥ ઢાળ ૫ મી ॥ દેશી ॥ સાહેબા હાથણલીરે આવે મલપતી.

સાહેબ જગનો હું સેવક આવીયો, ચાલો સાંભળો નરપતિ વાણુ,
સંદેશો શ્રુણજ્યો જમરા ભૂપનો, તમે ચાલોને મુજ સંગ. સંદેશો.
ત્રિજગ આણુ વહે સદા, રહેસો લગતે જમરાણુ સંદેશો. તમે. ૧
તેણે મને ઈહાં લગે મોકલ્યો, એહ વચ્છકુમારની સાથ; સંદેશો.
દેવસભામેં વખાણીયા, મારે મિત્ર ઉજેણીનો નાથ. સંદેશો. તમે. ૨
લઘુ પણ મિત્ર ગુણાગરૂ, ભરદરિએ તારે જેમ પોત; સંદેશો.
ઉદર મિત્રથી ઉગર્યા, જુઓ જીવ કુટંબ કપોત. સંદેશો. તમે. ૩
દક્ષિણુ દિશ મહીલા ખંડમેં, પ્રેમદારો પછે નગરનો નામ; સંદેશો.
પરીસર ઝાડ નીગ્રોધ છે, ઘણા પંખીતણા વિસરામ. સંદેશો. તમે. ૪
તે વડ વક્ષની ડાળીએ, લઘુપત નામ વસે એક કાગ. સં.
જોડે સોહાગિણી કાગડી, દોય દંપતીને ઘણો રાગ. સં. તમે. ૫
તે હવે કોઇ તરૂ તળે આવીયો, સાથે આન પંખીડાનો કાલ. સં.
મનુષ્ય પારધીઓ ભયંકરો, લેઇ હાથમાં લાકડી જાલ. સં. તમે. ૬
દેખી વિચારી તે કાગડો, સહુ પંખીને વાત શ્રુણાવી. સં.
ચોખા ન લેશોરે ચાંચમે, લાવ્યો છે છાનો ઝેર લગાવી. સં. તમે. ૭
પારધીએ વૃક્ષ ઉપરે, ચોખા વેરીને નાંખી તે જાળ. સં.
આગલે કાગડે વારીયા, નાવે પંખીડાનો કોઈ બાલ. સં. તમે. ૮
ચિત્રગ્રીવ એહવા નામનો, પંખી આવ્યો તે લેઇ કુટુંબ; સં.
કાગે વાર્યો પણુ લાલચી, પડીઓ જાળમેં ન કર્યો વિલંબ. સં. તમે. ૯
દેખી પંખી પડ્યા પાસમાં, ધ્યાયો વ્યાધી તે લાકડી ઝાલી સં.

કોઇ નવી બીશોરે પંખીયા, ચિત્રગ્રીવે હેમત ઘણી આલી. સં. ત. ૧૦
જોર કરી ખગ ઉડીયા, લેઇ જાળને નાઠાં આકાશ; સં.
દોડયો તે પાપી એ પૂઠલે, થાકાને રહ્યો મુખ બિકાશ. સં. ત. ૧૧
પાપી દીઠો નહીં આવતે, પરિવારને દાખે કપોત; સં.
સ્વસ્થ થાઓ તમે ભય ગયો, હવે આપણે ઉગર્યા મોત. સં. ત. ૧૨
ચાલો ઉત્તર મહિલારોપ પૂરે, ઉત્તર દીશે, ડુંગરીયાને મુળા; સં.
હીરણદત્ત નામે તિંહા રહે, મુજ મિત્ર મુખીકો અમુલ. સં. ત. ૧૩
આપણો પાસ તે છેદશે, આવ્યો સાથ લે નીજ પરીવાર; સં.
વજ્ર દશણુ ઘરે ઉતર્યા; કરી સાદ બોલાવીયો બહાર. સં. ત. ૧૪
દેખી તે મિત્રને દુઃખીઓ, કાપ્યા ઊંદરે જાળના પાસ; સં.
મિત્રે કુટુંબ રહ્યો જીવતો, આવી માગો અમરપદ ખાસ. સં. ત. ૧૫
ભગવાન તુમે યમનાથને, ચાલો વેગે લેઈ પરિવાર; સં.
મંત્રિ લ્યો સાથે હો મહિપતિ, હવે ન કરો કાંઇ ઢીલ લગાર. સં. ત.
જમના ઉદ્દેશા ઉમેદથી, સાંભળીને રાજા ઘણું હરખંત; સં.
રાજા પૌરષ પીણ મન થયાં, સાથે જાવાને અતિ વિકસંત. સં. ત.
બાલ રંડાદિ દો ભાગીયાં, નિર્ધન અને વીરહણી નાર; સ.
રોગીયાં સ્ત્રી સુત કારણે, વળી વાંઝાયા વાંઢા અપાર. સં. ત. ૧૮
સુખી થવા મન ઇચ્છતા, કાંઇ ભેટવાને યમરાય; સં.
ચાલો આપણે પણ માગશું, યમ પાસે અમરપદ કયા. સં. ત. ૧૯
ભૂપ લે અમુલક ભેટાણું, લીધો મંત્રિ પ્રમુખ પરિવાર. સંદેશો.
નીકળીઓ તૂર વાજતે, સાથે વચ્છ વ્યંતર પડિહાર. સંદેશો. તમે.૨૦
નગર ઉજેણી ને બાહીરે, આવે જલનગર્તા નીકનાર; સં.
ચોથા ઉલ્લાસની પાંચમી, ઢાળ ઋખભ કહુ મનોહર. સંદેશો. તમે. ૨૧

॥ દુહો ॥

જન પડખાવીને કહે, વ્યંતર ઇંદ્ર પ્રતિહાર;
રાજા પૂંઠે આવજો, પહેલા મંત્રી ચાર. ૧
રાજનિતિ જાણો નહીં, પૂછી દીજે પાય;
છે યમ રાણો વાંકડો, કોપે દેખી અન્યાય. ૨
થરકી સહુ ઉભા રહ્યા, લહી નૃપનો આદેશ;
દાસની જોડે મંત્રવી, ગરત્તા કિધ પ્રવેશ. ૩

રાજાને નગરી જના, જો તે ખીણુ એકવાર;
મંત્રિશ્વર ચારે થયા, ચીતામેં બળી છાર. ૪
દીપ પતંગ પરે તિહાં, ઝંપા દેવા જાય;
વચ્છકુમર તવ આવીને, બાંહે ધરીયો રાય. ૫

## ॥ ઢાળ ૬ ઠી ॥ દેશી કપુર હોએ અતિ ઉજળો.

વચ્છકુમર કહે ભુપને હોજી, મંત્રિ મુખ્ય જે ચાર;
તે ગયા જમને મંદિરે હોજી, ફરી નાવે ઘરબારહો.
સ્વામી મનડે વિચારી જોયહો. ફરી નાવે કોયહો. સ્વામી. ૧
અગ્નિમેં બાળે દેહડી હોજી, તે તુમથી ન ખમાય;
વેર લેવાને કારણે હોજી, એ મેં રચીયો ઉપાયહો. સ્વામી. ૨
બુદ્ધિવડે જે નીપજે હોજી, તે બળથી નવી થાય;
કાકે હણ્યો કાકોદરો હોજી, કનક સુતર ને પસાયહો. સ્વામી. ૩
લોક સકળ શ્રુણુતે થકેહો, વચ્છકુમર પરકાશ;
એક વનમાં વડ ઉપરેહો, કાગ કાગડાનો વાસહો. સ્વામી. ૪
તેહને સંતાન થયાં ઘણાંહો, પણ સહુ ગળીયાં નાગ;
અવર સંતાનને દેખીનેહો, કાગડી કહે શ્રુણો કાગહો. સ્વામી. ૫
પુત્ર હુઆ બહુ આપણેહો, વસતા એ તરૂ ડાળ;
એક ન જીવ્યો આપણેહો, બીજા રમાડે બાળહો. સ્વામી. ૬
આંશ્રુએ ભરી પાનડાહો, કાગડીએ કરી રાડ;
મેલોને માળો એ કર્યોહો, વસીએ બીજે ઝાડહો. સ્વામી. ૭
કાગ વદે વસતે ગયોહો, આપણને ઘણો કાળ;
તે કેમ? વૃક્ષને છંડીએહો, પુન્યે જીવે બાળહો. સ્વામી. ૮
માસ વસંતને પામીનેહો, વીકસ્યા તરૂ સહુ કોય;
પત્ર ન આવ્યો કેરડેહો, દોષ વસંત ન હોયહો. સ્વામી. ૯
રતનાગર જળસ્યું ભર્યોહો, નિર્મળ લહેરો ખાય;
છીદ્ર ઘડે જળ નવી ઠર્યોહો, દોષ નવી તસકાયહો. સ્વામી. ૧૦
બહુ ફળ ભારેથી નમ્યોહો, સુરતરૂ દેખી સંક;
કુદયો ફળ નવી પોચીઓહો, નહીં તરૂવરનો વાંકહો. સ્વામી.૧૧
સર્પ ગળે છે બાળનેહો, કરૂ તસ મરણ ઉપાય;
રહેને નચીંતી કાગડીહો, મનમેં કાંઇ ન દુહવાયહો. સ્વામી. ૧૨

રોતી રાખી કાગડીહો, ઉડી ચલ્યો અસમાંન,
મિત્ર શિયાળને આગળેહો, વાત જણાવી કાનહો. સ્વામી. ૧૩
જંબુક કહે ઘુકારીનેહો, ન મરે તુજ સંતાન;
બુદ્ધિબળે લેલિહાનોહો, મારી કાઢું પ્રાણહો. સ્વામી. ૧૪
આપે ભૂંડુ પામીએહો, જે પરને મન ધ્યાય;
નદીને કિનારે રૂખડાંહો, અણ પાડ્યા પડી જાયહો. સ્વામી. ૧૫
રાજાની રાણી તણોહો, કનક અમુલખ હાર;
ચાંચમેં લાવી મુકજેહો, તે આહી બીલનીક નારહો. સ્વામી. ૧૬
હારને જોવા આવશેહો, તે નર હણશે નાગ;
મિત્ર વચનને સાંભળીહો, ઉડી ગયો તીંહા કાગહો. સ્વામી. ૧૭
ફરતે એક સરોવરેહો, નાહતી દીઠી નાર;
ઝડપ મારી ઘુકારીએહો, ચાંચમાં લીધો હારહો. સ્વામી. ૧૮
સાપ કોતરમાં મેલીઓહો, દાસ દોડાવ્યા રાય;
હારને પાસે દેખીઓહો, નાગ રહ્યો ડોલાયહો. સ્વામી. ૧૯
મારી હાર કરે દીઓહો, રાણી મન હરખાય;
સુખી થયો વળી કાગડોહો, જુઓ એ બુદ્ધિ ઉપાયહો. સ્વામી ૨૦
દેવ પ્રભાવે હું ઉગર્યોહો, મુદગલ અનલ દઝાય;
શુભ ભાવે કરી જીવડોહો, વ્યંતરમેં રઝળાયહો સ્વામી. ૨૧
ધુતે તેહને ધુતીએહો, આળ હદી જે આળ;
મિત્રદ્રહ કીજે મિત્રને, એમ ગમાજીએ કાળહો. સ્વામી. ૨૨
વેર ઘણો મુજ પોખીઓહો, મંત્રિ હણ્યા નરપાળ;
છટ્ઠીએ ચોથા ઉલ્લાસનીહો, ઋષભવિજય કહી ઢાળહો. સ્વામી. ૨૩

॥ દુહા ॥

વચ્છ વિનય દેખી કરી, ભૂપ થયો સુપ્રસન્ન;
કાંઇક મનમાં લાજીને, દીધો ધરણી વદન્ન, ૧
ભરમ લેઇ સચીવા તણી, જળ સરણે કરી રાય;
લોક મને સમજી સહુ, નિજ નિજ મંદિર જાય. ૨
ચૌટે ચૌટે ચોકમાં, મળી મળી થોકા થોક;
નગરી ઘર ઘર આંગણે, વચ્છ વખાણે લોક. ૩
ભલી થઇ ભાવટ ગઇ, ઓખધ વિણ એ વિરાધ;
વચ્છકુમરના પુન્યથી, થઇ હવે સુખ સમાધ. ૪

મંત્રિ શોક ધરી કરી, સાથે વચ્છકુમાર;
નગરે આવી ભૂપતી, ગયા નીજ નીજ આગારે. ૫

॥ ઢાળ ૭ મી ॥ દેશી॥ કંથ તમાકુ પરિહરો.

મન આલોચે ભૂપતિ, મેં કીધો બહુ પાપ; મેરેલાલ.
વચ્છ નારીની લાલચે, લઘુતા પામ્યો આપ. મેરેલાલ. ૧
આજ આનંદ મન માહરે, છૂટ્યા દુઃખના પાસ; મેરેલાલ.
મંત્રિ બુદ્ધે ચાલીયો, કરી પરનારી આશ; મેરેલાલ. આજ૦ ૨
નવી ઘડીઓ નવી દેખીઓ, નવી શૂણીઓ કોઈ કાન; મેરેલાલ.
રઘુનંદન કેડે પડ્યો, લેઇ ધનુષ્યને બાણ મેરેલાલ. આજ૦ ૩
કંચન મૃગને મારવા, વિપરિત બુદ્ધિ કીધ; મેરેલાલ.
કાળ વીણાસે માનવી, તે ગ્રંથે પરસિદ્ધ; મેરેલાલ. આજ૦ ૪
મોટા ભૂલ્યા આગળે, ચિંતી હરખે મન; મેરેલાલ.
જોશીને બોલાવીને, લીધો સિદ્ધ લગન; મેરેલાલ. આજ૦ ૫
ઓચ્છવ માંડ્યો આંગણે, ગોરી ગાવે ગીત; મેરેલાલ.
સુતા નામ શ્રી સુંદરી, તે જે કરી આદીત; મેરેલાલ. આજ૦ ૬
સહુ સાખે માને કરી, પરણાવી વચ્છરાજ; મેરેલાલ.
તેહના દાનમાં આપીયો, ઉજેણીનો રાજ; મેરેલાલ. આજ૦ ૭
પાટે થાપ્યો વચ્છને, દેઇ બહુલી શીખ; મેરેલાલ.
રાજાએ મન ઉલ્લટે, લીધી તાપસ દિક્ષ; મેરેલાલ. આજ૦ ૮
રાજનિતિ એ ચાલતો, સાધ્યા બીજા દેશ; મેરેલાલ.
જીવ દયા પાળે ઘણી, પાપ નહીં પરવેશ; મેરેલાલ. આજ૦ ૯
વચ્છ સભામાં એકદા, ધર્મ વખાણે તત્ર; મેરેલાલ.
એહવે કોઇ નર આવીને, પ્રણમી દીધો પત્ર; મેરેલાલ. આજ૦ ૧૦
રાજા પૈરષ વાંચે તદા, પૂર જનનો જબાપ; મેરેલાલ.
દીઠો મા જાયા તણો, લખીયો ગધ્ય સંતાપ. મેરેલાલ. આજ૦ ૧૧

यत:-स्वस्ती पूरा मूर्झायनं, वच्छराजं महिभूजं;
क्षितिप्रतिष्टा त्यौरा, नत्वा विज्ञ पय पदं. १
यथा ग्रीश्मा द्रितो मेघ, शिताग्नि नजनःस्मरेत्. २
पीडीता देवराजेन, स्मरा मीत्वां तथा वयं;

सिघ्र मेव समागत्य, प्रभुत्वं किंकुरु ष्वन्.
अन्य थान्यष्ट विषांम, श्वामीन न्याय निष्टरं. ३

પૂર્વ ઢાળ

ગજ વાજી રથ પાયનો, કપટ સજી ચતુરંગ; મેરેલાલ.
સૂપ્યો રાજ સામંતને, મન જળ સરિતા ગંગ મેરેલાલ. આજ૦ ૧૨
ચાલ્યો બહુ આડંબરે, જેમ ચક્રવર્ત્તી તેજ; મેરેલાલ.
લેતો નૃપનાં ભેટણાં, કરતો વૃધિ હેજ; મેરેલાલ. આજ૦ ૧૩
ગામ નગર પૂર ચાલતે, સાથે ખંધાવાર; મેરેલાલ.
સિંધુ દેશે આવીયો, ઉદયાદ્રી દિનકાર; મેરેલાલ. આજ૦ ૧૪
ક્ષિતિ પ્રતિષ્ટ સીમાડમેં, નહીં દૂરે નહીં પાસ; મેરેલાલ.
અતિ વાહીની ઉતરી દીધા વસના વાસ; મેરેલાલ. આજ. ૧૫
વચન વિવેકી દૂતને, તેડાવે નરપાળ; મેરેલાલ.
ચોથે ઉલ્લાસે સાતમી ઋખભવિજય કહી ઢાળ. મેરેલાલ. આજ૦ ૧૬

॥ દુહો ॥

જે પરદેશે મોકલ્યો, લઘુ બંધવ વચ્છરાજ;
ક્ષેમ કુશળને પૂછવા, આવ્યો દરિશન કાજ. ૧
અનુરોધી ચતૂરાઇસું, દાખે વચન સંજુત;
દેવરાજા રાજધાનીમેં, પહોંચ્યો વેગે દૂત. ૨

॥ ઢાળ ૮ મી ॥ દેશી ॥ આછેલાલ.

જીહાં બેઠો રાજંન, તે આગળ સુજાણ; આજહો મધુર વયણ દૂત ઉચરેજી. ૧ તુજ બંધવ વચ્છરાજ, આવ્યો મળવા કાજ; આજહો તેણે ઈહાં મુને મોકલ્યોજી. ૨ સકળ નગર સોહાવ, પંથે કરો છટકાવ; આજહો મંગળ તૂર વજાવીએજી. ૩ જે દીન સજ્જન મીલાય, તે દિન ધન્ય કહાય; આજહો પૂર પેસારો કીજીએજી. ૪ નમતાં વધશે લાજ, માન ન કરશો રાજ; આજહો સમરથ વેરને બોળવાજી. ૫ ઉજ્જેણી થયો રાય, સેવે બહુ નૃપ પાય; આજહો સેન ઉતરીઓ પરીસરેજી. ૬ તું મોટો છે ભૂપ, મંદિર દીપક રૂપ; આજહો દીપથી બળીયો એ વાયરોજી. ૭ તસ આગે બળ કુણ, લોટમેં થોડો લૂણ; આજહો કંકર રયણનો આંતરોજી. ૮ જો તુંજને અહંકાર, થાઓ લડવા તૈયાર; આજહો વાર હવે નહીં કીજીએજી. ૯

ભકિત શકિત દોય, આદરો જે મન હોય; આજહો હું આવ્યો કહેવા ભણીજી. ૧૦ સાંભળી દૂત વચન, લાગ્યાં કડવા કન; આજહો અંસ ઉપર નયણા ધરેજી. ૧૧ દૂતસુ બોલ્યો વાત, જીવતો મુકયો ભ્રાત; આજહો એ બળીયો અમે નિર્બળાજી. ૧૨ જાતું કેજે એમ, લડવાનોછે પ્રેમ; આજહો રણમેદાનમેં પારખુંજી. ૧૩ પાછો વળીયો દૂત, વચ્છ સમીપ પહુત; આજહો વાત સકળ આગલ ભણીજી. ૧૪ શ્રી વચ્છરાયનો રાસ, ઢાળ એ ચોથે ઉલ્લાસ; આજહો આદમી ઋખભવિજય વદેજી. ૧૫

## ॥ દુહા ॥

સંદેશ હારક વયણને, સાંભળી ઉપન્યો ક્રોધ;
હું જાણું મુજ બાંધવો, પણ કરી વાત વિરોધ. ૧
દેવરાજા મન ચીંતવી, રણભંભા વજડાય;
ક્ષિતિપ્રતિષ્ટ નયરના, સુભટ ભેળા થાય. ૨

## ॥ ઢાળ ૯ મી ॥ દેશી ॥ કડખાની.

સબળ દળ લેઈને દેવરાજા ચઢયો, વાજીયા તૂર રણ અધિક શૂરા;
કેશુકુ સમપરે સુભટ ફૂલ્યા વળી, યુધ્ધ કરવા ભણી થયાં સુખ નૂરા. સ. ૧
સુભટ ભુજાલ કોદંડ હાથે ધર્યા, તિર ભાથા અસી કેડ કસીયા;
ગય હય સ્યંદને કેઈ પય ચાલતા, યુદ્ધીશમે શાકતને બલ વસીયા. સ૦ ૨
રાય વિપક્ષને ફરી ફરી વાર્યુંવે, સ્વમુખે નામ આદ પસિધ્ધા;
કુંત ઉંચા કર્યા ગામ પેસારવા, માનુ સહોદરે દીપ કીધા. સબળ૦ ૩
પરવર્યો સૈન્યસ્યું રાય સમરાંગણે, આવીયો વચ્છ તવ વાત જાણી;
કોપીઓ પૂરવે કાઢીઓ મુજને, ગોત્રના દ્રોહની લાજ નાણી. સ. ૪
હોંશ લડવાતણી ભૂપ હુકમ કર્યો, સૈન્ય શૂરા સવી શસ્ત્ર પુંજે;
ભૂમીના ભોગતા જોઇ નિજ યોગ્યતા, અમલ આરોગ્યતા રણે ન મુંજે. સ. ૫
કટક સજી કરી વચ્છ નૃપ આવીયો, વિવિધા યુદ્ધસું કોપ બળીયા;
કિલ કિલારવ કરી નયન રોશે ભરી, કાંસ્યની તાલપરે દોય મળીયા. સ. ૬
ધનુષ્ય ટંકારવે બાણ છુટયાં ઘણાં, અંબરે પાંખ જ્યું પંખી ચાલે;
હાથમેં ખડગ જેવીજ જેમ ચળકતે, કાંપતા આવતા બાણ ઝાલે. સ. ૭
નવી ગણે વૃષ્ટીને કાંડ વરસાવતા, તીરયા માસ માર્તંડ અંશુ;
ગાધી પ્રહાર હણે કેઇ ગોળી વહે, મેઘપરે ગાજતા શુભ પાંશુ. સબળ. ૮

મુદગળ ધાવસ્યું દંતી અજોટતાં, દંડ કંદૂકની કેલ માનું
અસી શિર કાતરે કેતુ સમ શોભતી, તેહ કુણુ ગંજીએ કેતુ જાણું. સ. ૯
પંચ શાખા પડે શાખી શાખા પરે, વિર શિરોમણી યુદ્ધ કરતાં;
શસ્ત્ર શસ્ત્રે કરી અંબરે ભૂતળે, કુકડે કુકડા જેમ લડતા. સ૦ ૧૧
બરછીઓ ત્રીછીઓ રાખી અણીઆળીઓ, અશ્વની ખુરી પડતાળ વાગી;
ભૂમી ખીણુ એકમેં રૂધીર કર્દમ કરી, પ્રેત વ્યંતર તણી ભૂખ ભાગી. સ.૧૨
વચ્છ રાજા હવે સૈન્ય બળ દાખવ્યો, ભાઇના સુભટનો જોર ઘાટચો;
અગરના પૂટપરે કેડ લીધી તીંહાં, દેખતાં દેવ નૃપ ગુપ્ત નાઠો. સ૦ ૧૩
જીત થઇ વચ્છની ઘીંદ્રથી નીજપરવે, નગરના લોક આનંદ પાવે;
થાળ સોવનતણી ફુલ મોતી ભરી, દીપતો પૂન્ય પેખી વધાવે. સ૦ ૧૪
સુભટ સહુ આવીને વચ્છ શિર નામીયાં, તેહને માન આપે સૂવેશી;
તૂર્ય ઉલ્લાસની ઢાળ નવમી કહી, પૂર્ણ કડખાતણી એહ દેશી. સ૦ ૧૫

॥ દુહા. ॥

પ્રાત સમે નગરી જના, મોચ્છવ કરીઓ ભૂર;
નગરે તેડી લાવીયા, સાથ ચલત સિંધુર. ૧
રાજાને પરજા મળી, ઓચ્છવમેં ગહગાટ,
વચ્છકુમરને થાપીઓ, નિજ પિતાને પાટ. ૧
રાજા લાવે ભેટણાં, વચ્છ દીએ બહુ માન;
બંધી જન મુખ આગળે, બોલે જય જય વાણ. ૩
રાજ્યની લીલા લહેરમાં, સમય ઘણો વહી જાય;
એક દિન આવી વિનવે, વનપાળક સુખદાય. ૪
તુમ નગરે ઉધ્યાનમેં, * ચઉજ્ઞાની મુની ઇંદ;
આવ્યા ચાલો વાંદવા, ટાળે ભવના દંદ. ૫
વનપાળક વયણાં સૂણી, હરખ્યો સાતે ધાત;
વચ્છ નૃપતી ઉતાવળો, સૈન્ય સજી સવિખ્યાત. ૬
શેઠ સેનાપતિ મંત્રવી, સાથે લઇ પરિવાર;
નગર ઉધ્યાને આવ્યો, જીહાં બેઠા ગણધાર. ૭
ચામ્મર છત્ર મુગટ વળી, વાહનને હથિયાર;

* ૧ મતિજ્ઞાન. ૨ શ્રુતજ્ઞાન, ૩ અવધીજ્ઞાન, ૪ મનપર્યવજ્ઞાન, ( પાંચમું કેવળજ્ઞાન ).

દરિશન દેખી મુનીંદ્રનું, તજીયાં વચ્છ કુમાર. ૮
ઉતરાસન વાળી કરી, દશ નખ જોડી હાથ;
ત્રણ પ્રદક્ષણા દેઇને, નમીઓ મુનીવર નાથ. ૯
ગુરૂ સનમુખ બેઠો જઇ, શ્રુણવા જીનવર વાણ;
તે પણ જાણી યોગ્યતા, બોલે અમીરસ વાણ. ૧૦

## ॥ ઢાળ ૧૦ મી ॥ દેશી ॥ કીહાંનાં તે આવ્યાં બીડલાં મોતીવાળા ભમરજી.

ચઉ જ્ઞાની દીએ દેશના, ભવિયણ જીનવાણી, મહામોહ નિવારીરે;
સુદ્ધારસ સદ્દહો પ્રાણી. આંકણી.
તત્વ વિના કોઇ જીવને, ભવિ૦ દૂજો નહીં સુખકારીરે. સુ૦ ૧
તત્વને તત્વપણે ગ્રહે, ભવિ૦ તે કહીએ અનુયોગ્યરે. સુ૦
વિધવા સુત મુરખપરે, ભવિ૦ બોલે અનનુ યોગ્યરે. સુ૦ ૨
થાવર પાંચ એકેંદ્રીએ, ભવિ૦ સુખ નહીં લવલેશરે. સુ૦
અંગુલ ભાગ અસંખ્યમેં, ભવિ૦ લોકાકાશ પ્રદેશરે. સુ૦ ૩
ભાગ અસંખ્ય એક ગોળકે, ભવ૦ અસંખ્ય નીગોદ સમાયરે. સુ૦
જીવ અનંત નીગોદમાં, ભવિ૦ વાર અનંત રોળાયરે. સુ૦ ૪
સાધારણમેં જઇ વસ્યો, ભવ૦ વિગલપણિ દીજીવરે. સુ૦
લક્ષ ચોરાસી યોનીમાં, ભવિ૦ કરતો ભ્રમણ સદીવરે. સુ૦ ૫
એમ અનાદી સંસારમાં, ભવિ૦ નાના ગતિને ઉપાયરે. સુ૦
તીમહી જહાહાં અનંતતા, ભવિ૦ પુદ્ગળ પરાવર્તન જાયરે. સુ૦ ૬
હળવે કરમે આવીયો, ભવિ૦ આરધ ક્ષેત્ર મઝારરે. સુ૦
વડ કુસુમપર દેખતો, ભવિ૦ ઉત્તમ નર અવતારરે. સુ૦ ૭
પામી સામગ્રી ધર્મની, ભવિ૦ પરમાદે મગહારોરે; સુ૦
રયણચિંતામણી નાખીઓ, ભવિ૦ કાગ ઉડાએ કહીઆરોરે. સુ૦ ૮
વારો કખાય કટુકતરૂ, ભવિ૦ ફૂલ છે તસ દૂર ધ્યાનરે; સુ૦
પાપ રૂપી ફળ લાગશે, ભવિ૦ કુગતિ સ્વાદ નિદાનરે; સુ૦ ૯
જંબુ ભરતે વસંત પૂરે, ભવિ૦ સમૃધ્ધ દત્ત મતિ સારીરે. સુ૦
વસુદત્તા બીજો જાણીએ, ભવિ૦ મિત્ર છે દોય વેહેવારીરે. સુ૦ ૧૦
પહેલો કરે તે બીજો કરે, ભવિ૦ એક દિન આવ્યા ઉદ્ધાનરે. સુ૦
દેખી મુની સંયમ લહી, ભવિ૦ ઉપન્યા દેવ વિમાનરે. સુ૦ ૧૧

ઉર્દ્ધ લોકે રમે દેવતા, ભવિ૦ જોડે પુરવને હેતરે; સુ૦
રહેશે તે પ્રતિ બોધશે, ભવિ૦ તેણે એમ કીધો સંકેતરે. સુ૦ ૧૨
ભરતેશ્વરા નિવાસપૂરે, ભવિ૦ સાગરદત્ત વહેપારીરે. સુ૦ •
ચિત સ્વભાવે નિર્મળો, ભવિ૦ ધનદત્તા તસનારીરે. સુ૦ ૧૩
દેવતણાં સુખ ભોગવી, ભવિ૦ આયુષ્ય યથીત્રી દીવરે; સુ૦
ચવીતસ કુખે ઉપન્યો, ભવિ૦ સમૃધ્ધ દત્તનો જે જીવરે. સુ૦ ૧૪
નાગેદ્રેવર આપીઓ, ભવિ૦ જન્મ્યો પુરણ માસરે; સુ૦
માતપીતાએ થાપીઓ, ભવિ૦ નાગનદત્ત નામ જાસરે. સુ૦ ૧૫
ગારૂડી મંત્રે કુશળ થયો, ભવિ૦ તેમ ગંધપગીત ગ્યાનરે; સુ૦
વીણા સ્વર ઝીણા લીના, ભવિ૦ સાંભળે નર દેઈ કાનરે. સુ૦ ૧૬
મિત્રનો પેર્યો આવીગો, ભવિ૦ પૂર ઉપવન એક દિનરે. સુ૦
સ્વરના મોહ્યા નીકળ્યા, ભવિ૦ નાગ થયા લયલીનરે. સુ૦ ૧૭
દેવે અવધિ જ્ઞાનથી, ભવિ૦ દીઠો ધરમે પ્રમાદીરે. સુ૦
આવીને બહુ પરે બૂઝવ્યો, ભવિ૦ પણ નવી સમજ્યો તે વાદીરે. સુ૦ ૧૮
સુર ચીંતે સૂખી ઘણો, ભવિ૦ કોણ ન માને એમરે, સુ૦
મરણાંત ભય દેખાડીને, ભવિ૦ ધરમે પમાડું પ્રેમરે. સુ૦ ૧૯
દેવ તે મુની રૂપે થયો, ભવિ૦ વસ્ત્રિ સાકરસ દંડરે. સુ૦
પંથમેં જાતે દેખીઓ, ભવિ૦ હાથમેં સર્પ કરંડરે. સુ૦ ૨૦
મિત્રે મળીને રોકીઓ, ભવિ૦ નાગદત્ત તીંહાં પૂછેરે. સુ૦
કહો મુને એને કરંડીએ, ભવિ૦ વસ્ત્ર અમુલક શુંછે રે. સુ૦ ૨૧
મુની કહે નાગછે એહમેં, ભવિ૦ ઝેરી કાલે અંગરે; સુ૦
વાદી કહે પ્રગટ કરો, ભવિ૦ હું ખેલું એહની સંગરે. સુ૦ ૨૨
મંત્ર બળે શું મુરખ લવે, ભવિ૦ બોલ્યા મુનીવર ફેરરે. સુ૦
દેવને પણ દુ:કકર હુએ, ભવિ૦ માહ્યરા નાગરો ઝેરરે. સુ૦ ૨૩
વાદીએ છોડયા વીખધરા, ભવિ૦ વળગ્યા મુનીને તે ધાયરે; સુ૦
ડસીયા દેવ પ્રભાવથી, ભવિ૦ વિખ પીડા નવી થાયરે. સુ૦ ૨૪
મેલો હવે તમે વિખધરા, ભવિ૦ તવ બોલ્યા મુનીરાયરે. સુ૦
જો ઇચ્છો તમે ખેલવું, ભવિ૦ તોકરો સગાં સાખે રાયરે. સુ૦ ૨૫
તે કીધો સ્વજને વારીઓ, ભવિ૦ ગારૂડી કહે કરી રોશરે. સુ૦
વિખધર મેલું એ સાંભળો, ભવિ૦ મારો શિર નહીં દોષરે. સુ૦ ૨૬
નયણ અરૂણ જવાળા વમે, ભવિ૦ દાઝી થાએ વિખ પૂરોરે. સુ૦

ક્રોધાભિમાંને પૂરવચરો, ભવિ૦ પહેલો છે મહા ક્રુરોરે. સુ૦ ૨૭
આડપણો રોકે ધર્મને, ભવિ૦ યામ્ય દિશાનો રેવાસીરે; સુ૦
માનનામા મધ્ય કરંડીએ, ભવિ૦ ધડિ ઝેરે બિલાશીરે. સુ૦ ૨૮
વંચન કુશળ બીદામણો, ભવિ૦ પછી મને ભણી જાતોરે; સુ૦
માયા કાયા વિખધરો, ભવિ૦ તેતો છે મંદે માતોરે. સુ૦ ૨૯
ચોથો દિશ કોણે રયા, ભવિ૦ લોભનામા અતિ પાપીરે. સુ૦
ઝેર સમુદ્રે પૂરેચઢે ભવિ૦ ઉડે નહીં તે કદાપીરે. સુ૦ ૩૦
જે એ પ્રાણીને ડંકશે, ભવિ૦ હું નવી જાણું કાંઇરે. સુ૦
નિયમા પડશે હેઠળે, ભવિ૦ આલંબન એક સાંઇરે. સુ૦ ૩૧
નાગદત્ત કોપી બોલીઓ, ભવિ૦ મકર વખાણ તું ફોકરે; સુ૦
શું જોયું છે કેહવાકા કોદરા, ભવિ૦ એમ બિહાવે સુ લોકરે. સુ૦ ૩૨
વાદીએ ચારે છોડાંઆ, ભવિ૦ ડસીયા જઇ સમકાળેરે, સુ૦
મુર્છાણો ભૂમી પડ્યો, ભવિ૦ દેવ ગતિને કોણ ટાળેરે. સુ૦ ૩૩
મિત્રે મણી મંત્રો ખધે, ભવિ૦ બહુ કીધા ઉપચારરે; સુ૦
એક ન ચાલે જીવાપીએ, ભવિ૦ ભાખે તીંહાં અણગારરે. સુ૦ ૩૪
કેશ લોચી દુઃક્કર તપે, ભવિ૦ સચિત વસ્તુ નેમરે; સુ૦
શ્વેતાંબર અંગે ધરે, ભવિ૦ જા જીવેતાં સેમરે. સુ૦ ૩૫
ભોજન ભુક્ષ માગી જમે, ભવિ૦ ઝાઝો રહે સમસાનરે; સુ૦
શુનાલય વનમેં વસે, ભવિ૦ વળી કરે કાઉસગ ધ્યાનરે. સુ૦ ૩૬
એ ઉખધ જો તમે કરો, ભવિ૦ તો હોએ વિખ અપહારરે; સુ૦
જન કહે કરશે જીવતો, ભવિ૦ રાખે દયા વ્રત ધારરે. સુ૦ ૩૭
પ્રથમ વ્રતાદી અક્ષરપટી, ભવિ૦ ત્રણ દંડે ત્રણ વારરે; સુ૦
નાગદત્ત ચેતનને લહ્યો, ભવિ૦ ઉઠી ચલીયો આગારરે. સુ૦ ૩૮
વિખ ચઢીઓ વળી વાળીઓ, ભવિ૦ ત્રેણે ફેરે મન ભાવ્યોરે; સુ૦
પૂરવ ભવ કહે કાનમેં, ભવિ૦ જાતી સમરણ આવ્યોરે. સુ૦ ૩૯
પ્રત્યેક બુધ થઇ સંજમી, ભવિ૦ કાઢયા ગારે કખાયરે; સુ૦
નાગદત્ત મુની કેવળ લહી, ભવિ૦ જ્યોતમેં જ્યોતી મીલાયરે. સુ૦
તેમ તમે દૂર નિવારજ્યો. ભવિ૦ એકરે લાભ સંસારીરે સુ૦ ૪૦
અધ્યાતમ વેદી ભણે, ભવિ૦ જનમ મરણ વેપારીરે. સુ૦ ૪૧
ગુરૂ દેવાદિક પુજના ભવિ૦ કરજ્યો ધર્મ સખાઇરે; સુ૦
દશમી એ ચોથા ઉલ્લાસની, ભવિ૦ ઋખભવિજય ઢાળ ગાઇરે. સુ૦ ૪૨

॥ દુહા ॥

ચઉનાણી મુખથી સુણી, ચાર કખાય નીવાણ;
વચ્છ નૃપતિ ચિંતે મને, અહો એ દુઃખની ખાણ. ૧
ગુરૂ કહે ચારે ચોગણા, શોળ પ્રકારે દૂષ્ટ;
પંચ પ્રમાદે આતમા, પંચ કીયાએ પૂષ્ટ. ૨
જ્ઞાન દર્શનને આવરે, મોહની ને અંતરાય;
આયુષ્યનામા દો ગોત્રછે, વેદની આઠ એ બંધાય. ૩
અવિરતી યોગે કર્મને, વધતા વધતા જાય;
ધર્મ રૂચી નહીં જીવને, રોગી ધાનને ન્યાય. ૪
દેહે કરીને મેલીયા, તેથી હિંસા થાય;
વચ્છ વદે તે રોકવા, મુજને પ્રભુ બતલાય. ૫

॥ ઢાળ ૧૧ મી ॥ દેશી ॥ વીરજીણેશ્વર ઉપદીશે.

દેશવિરતી ગુણ ઉપજે, ક્ષય કરી આઠ કષાયરે;
વચ્છ ભૂપતિ તમે સાંભળો, એમ બોલ્યા ગણરાયરે. દેશ. ૧
આવતા કરમને રોકવા, સમકિત મુળ વ્રત બારરે;
સુલભ બોધી જીવને, એ રૂડો ઉપચારરે, દેશ. ૨
અંતર મુહુરત કોયને, જો આવે એકવારરે;
અર્ધ પુદ્‌ગલ પરાવર્તને, જીવ ઠરે સંસારરે. દેશ. ૩
સુદેવ ધર્મ ગુરૂ પરખીને, સદ્દહેજે ત્રીક યોગેરે
તે સમકિત એમ જાણીએ, લોકીક પર્વ વિજોગરે. દેશ. ૪
અન્ય તિરથથી અરીહા ગ્રહ્યા, તે વંદન નવી જાવેરે;
ઉવવાઇ સૂત્રે દાખીયું, અંબડને આલાવેરે. દેશ. ૫
આણંદ શ્રાવકને કહ્યું, પૂર્વે જે ભગવંતરે;
વંધા તે આલોવીએ, છ છીંડીએ મતિવંતરે. દેશ. ૬
ચૌદે જીવતણી દયા, ત્રિકરણ યોગે પાળેરે;
જાણી દેખી થૂળને, જીન આણા અજુઆળેરે. દેશ. ૭
પંચ પ્રકારે મોટકાં, તે જૂઠું નવી બોલેરે;
લાલચ મન નવી રાખતો, રાજાને વર્વર તોલેરે. દેશ. ૮
હેઠું પડ્યું, કર્યું વિસરી, પોતાને કર ચઢીયુંરે;
પાછું સૂપે જે જેહનું, ત્રીજુ વ્રત મેં પઢીયુંરે. દેશ. ૯
દાન દીએ લખ કોડનું, કંચન ચૈત્ય કરાવેરે;
ચોથા વ્રતને પાળતો, અધિકારે પૂન્ય નિપાવેરે. દેશ. ૧૦

લાભે લોભ વધે ઘણો, કહે પરિગ્રહનો માનરે;
પરધનથી સોચે નહીં, સાતમે અંગે પાણરે. દેશ. ૧૧
ઉર્દ્ધ અધ્યો મધ્યક્ષે અમે, દિશાનો પરિમાણરે;
આગળ જગતી ન માલીએ, છઠ્ઠો વ્રત એ સુજાણરે. દેશ. ૧૨
ભોગોપ ભોગ છે સાતમે, ચૌદ નિયમિત ધારોરે;
ભૂલો માદીન નિત્ય પ્રત્યે, સંખેપોને સંભારોરે. દેશ. ૧૩
વિકથા ચાર નિવારીએ, અંગ કુચેષ્ટા હાંસીરે;
મુહીયાં પાપ ન બાંધીએ, અનર દંડ આવાસીરે. દેશ. ૧૪
*દોષ બત્રીસને ટાળીએ, સચીત વસ્તુ પરીહાજેરે;
સમય પ્રમાણે પારીએ, નોમે સામાયક લીજેરે. દેશ. ૧૫
દેશાવગાસીક વ્રત ભલો, આઘો ખેત્ર ન ફરસેરે;
નિયમ ભાંમિકામાં રહે, જયણાએ મન હરસેરે. દેશ. ૧૬
દોષ નીખેધી †અઢારને, આઠીમ ચૌદશ ધારોરે;

---

* ૧૦ **મનના ભેદ**—૧ વેરી દેખી રીશ કરે, ૨ અવિવેક ચિંતા કરે, ૩ અર્થ નચિંતવે, ૪ મને ઉદવેગ ધરે, ૫ જશની વાંચ્છા કરે, ૬ વિનયન કરે, ૭ ભય ચિંતવે, ૮ વહેપાર ચિંતવે, ૯ ફળનો સંદેહ. ૧૦ નીયાણું કરે.

૧૦ **વચનના ભેદ**--૧ કુવચન બોલે, ૨ હુંકારા કરે, ૩ પાપ આદેહ સદેહે, ૪ લવારો કરે, ૫ કલહ કરે, ૬ આવો જાઓ કહે, ૭ ગાળ બોલે, ૮ બાળક રમાડે, ૯ વિકથા કરે, ૧૦ હાંસી કરે.

૧૨. **કાયાના ભેદ**—૧ આસન ચપળ, ૨ ચારે દીસે જોવે, ૩ સાવધ કામ કરે, ૪ આળસ મોડે ૫ અવિનયે બોલે, ૬ ઓઠું લઇ બેસે, ૭ મેલ ઉતારે, ૮ ખરજ ખણે, ૯ પગ ઉપર પગ ચઢાવે, ૧૦ અંગ ઉઘાડુ મુકે, ૧૧ અંગ ઢાંકે ૧૨ ઉંઘે.

(યહ સામાયકા બત્રિસ દોષ લીખ્યા હે)

† ૧ વીણ પોસાતી લાવે તે આહાર લેવો. ૨ પોસાનિ મીતે સરસ આહાર લેને. ૩ ઉત્તર વારણે ભોજનનો જોગ મેળવે તે. ૪ શરીરની વિભુસા કરે તે. ૫ પોસાને અર્થે વસ્ત્ર ધોવરાવે તે. ૬ પોસાને અર્થે ઘરેણાં ઘડાવેતે. ૭ પોસાને અર્થે વસ્ત્ર રંગાવે તે. ૮ શરીરનો મેલ ઉતારે તે. ૯ પોસામાં અકાળે ઉંઘે તે. ૧૦ સ્ત્રી સારી માઠી કહેતે. ૧૧ પોસામાં આહાર ભલો ભૂંડો કહે તે. ૧૨ ભલી ભૂડી રાજવિકથ કરે તે. ૧૩ ભલી ભૂંડી વિકથા કરે તે. ૧૪ યાત્રાદિ પ્રવહણ ભૂમી રૂડી સોધે નહીં તે. ૧૫ કોઇની નિંદા કરે તે. ૧૬ વિના પોસાતીથીઆલાપ સલાપ કરે તે. ૧૭ ચોરીની વિકથા કરે તે. ૧૮ સ્ત્રી સાથે વિકથા કરે તે.

(યહ અઢાર દોષ પોસાહમાં લાગતાહે માટે ઉનકે ત્યાગ કરકે પોસહ કરના.)

ખટ વિધ જીવને પોખીએ, પારસ જાણી સંથારોરે. દેશ. ૧૭
સાધુ સાધવીઓ પ્રત્યે, સુજતો દાનને આપોરે,
સાહમીની અનુકંપણા, બારમો વ્રત થીર થાપોરે. દેશ. ૧૮
અમૃત કીરીયા ફળ દીએ, સાખી આતમ ભવ પારોરે;
પૂજા પુંઠે ચેતીઓ, જેમ ગણુપતિ પુજારોરે. દેશ. ૧૯
ગુરૂ મુખ વાણી સાંભળી, ઉચરીયાં વ્રત બારરે;
વાંદી વચ્છકુમર વળ્યો, સૂરીએ કીધો વિહારરે. દેશ. ૨૦
ઘર આવે અનુમોદતો, મૂકી મોહ જંજાળરે;
ચૈત્ય કરાવે અતી નવાં, પોખે દિનને દયાળરે. દેશ. ૨૧
જાણી અડગણો લાભને, જૂનાં ચૈત્ય સમરાવેરે;
બિંબ પ્રવેશ ઓચ્છવ કરે, અમારપડહ વજડાવેરે. દેશ. ૨૨
મુનીને પ્રાસુક દાનથી, સંતોષે મન ભાવેરે;
ભકિત કરે શ્રુત જ્ઞાનની, દીપ ધુપેને લખાવેરે. દેશ. ૨૩
વ્રતને દીપાવે રાગથી, વચ્છકુમર નરપાળરે;
ચોથે ઉલ્લાસે અગ્યારમી, ઋખભવિજય કહી ઢાળરે. દેશ. ૨૪

॥ દુહા ॥

શ્વામી ભોજને વાવરે, વીત વીત ઉદાર;
ચૈત્ય પ્રવાડીને કરે, સાથે સહુ પરિવાર. ૧
અવર ધરમ કરણી ઘણી, કીધી તે વચ્છરાજ;
એહવે કોઇક વાસરે, ફરી આવ્યા સૂરીરાજ. ૨
ભૂપતિ પણ તીહાં ગયો, વાંદીને પૂછંત;
પૂરવ ભવની વારતા, કહો મુજને ભગવંત. ૩

## ॥ઢાળ ૧૨ મી॥દેશી॥બેબે મુનીવર વોરણ પાંગર્યારે-

મધુર સ્વરે સૂરીતવ ભણેરે, જંબુદ્વિપ મઝારરે;
દક્ષિણ દિશના ભરતમેંરે, શોભીત જેમ ઉર હારરે. મધુર૦ ૧
વસંતપૂરી પતન વસેરે, તીહાં શ્રુર નામે રાયરે;
સરળ સ્વભાવે નિર્મળોરે, નિર્લોભી સ્વલ્પ કષાયરે. મધુર૦ ૨
ગુરૂને વાંદીને જમેરે, પુજે અરીહા દેવરે;
શિયળ સન્નાહતને ધરેરે, દાન દીએ નિત્ય મેવરે. મધુર૦ ૩
પરનારીનો સહોદરરે, પ્રજા ઉપર પ્રિતરે;

ન્યાયે રાંમ હરાવીઓરે, ધર્મે ઠરીઓ ચિત્તરે. મધુર૦ ૪

પટરાણી છે તેહનેરે, વિદ્યાધર એક નારરે;
શ્રુખેગા નામે કરીરે, રૂપે રતિ અવતારરે. મધુર૦ ૫

બીજી રાણી નરં રાયનીરે, પૂત્રી પરણી જામરે;
ઝગડો લાગે દિન પ્રત્યેરે, ન કરે કોઇ ઘર કામરે. મધુર૦ ૬

રતિચૂલા મન રાયનેરે, વાહાલી આતમ રામરે;
ખેદ ધરે ઘણો ખેચરીરે, તુજને બતાવું ઠામરે. મધુર૦ ૭

શેઠ સૂતાવરીને તમોરે, પહોંચ્યા ઉજ્જડ વનરે;
ઓખધી યોગે પૂરીઓરે, ધાવજે વ્યંતરી તનરે. મધુર૦ ૮

ગંધવાહન નૃપની સૂતારે, દોય પરણાવી જુજરે;
દેવીએ હાર્યો અવદાતનરે, તે જાણોછો નર પૂજરે. મધુર૦ ૯

ત્યાંથી ચવીને ઘણુ ભવેરે, નૃપ નંદન હુઓ જાણુરે;
પુન્યાદી ધર્મથી પામીઓરે, ભોગ સંપદ બહુ રાણુરે. મધુર૦ ૧૦

પૂરવ ભવે કોઇ યોગ્યથીરે, બાંધ્યો તે અંતરાયરે;
તેહથી રાજભ્રંસી થયોરે, પૂન્યોદયથી પાયરે. મધુર૦ ૧૧

ગુરૂ વયણાં જવ સાંભળ્યાંરે, સાચું દાખ્યું પ્રમાણુરે;
ધ્યાવતે કુમરને આવીઓરે, જાતી સમરણ જ્ઞાનરે. મધુર૦ ૧૨

પૂરવ ભવ દીઠો તદારે, નૃપને મન વૈરાગ્યરે;
ઉપનો અતિ આનંદશુંરે, પરસંસે વાણી વાગરે. મધુર૦ ૧૩

ઘર આવી નિજ પૂત્રનેરે, રાજ્યે થાપી પાટરે;
ચારે રાણી સાથશુંરે, વ્રત લેવા ગહ ગાટરે. મધુર૦ ૧૪

શ્રી શેખરપિણ દેખીનેરે, માતને તાત વૈરાગ્યરે;
દિક્ષા લેવાને અવસરેરે, ઓચ્છવ કરે મહા ભાગ્યરે. મધુર૦ ૧૫

કર જોડી ગુરૂને કહેરે, ચઉ નાણી જગત આધારરે;
શિવ સુખ અરથી ભૂપનેરે, આપો સંયમ ભારરે. મધુર૦ ૧૬

પૂત્રને વયણે સૂરી વરારે, પાસે બોલાવે નરેશરે;
કહું તુમને તે સાંભળોરે, દૂર્લભછે મૂની વેશરે. મધુર૦ ૧૭

બાવીસ પરિસહ આકરારે, ચાલવું ખડગની ધારરે;
કરવો છે દાંતે મેણનેરે, લોહચણાનો આહારરે. મધુર૦ ૧૮

વચ્છ કહે પ્રભુ તે ખરૂંરે, દ્રઢ શકિતછે ભાવરે;
આપો ચરિત્ર મુજનેરે, ભવજળ તારણ નાવરે. મધુર૦ ૧૯

રયણ આભુષણ મેલીયાંરે, સુરીવૃત આપે ઉલ્લાસરે;
ભૂપે લીધું સિંહ થઈરે, વિચરે આચાર્યની પાસરે. મધુર૦ ૨૦
ધન્ય ધન્ય વચ્છકુમારનેરે, વૃતની કીધી સંભાળરે,
બારમી ચોથા ઉલ્લાસનીરે, ઋખભવિજય કહી ઢાળરે. મધુર૦ ૨૧

॥ દુહા. ॥

‡દાનાદિ વૃતે જાગતાં, વારૂ ધરમે રંગ;
પાપી જન સુતા ભલા, ભાખુ ભગવઇ અંગ. ૧
મહા ઋષીશ્વર વચ્છવર, વીરમી સકલ સંલાપ;
થાવીર સમીપે અભ્યસે, ચારિત્ર કીરીયા કલાપ. ૨
પોતાની સઉ નારજે, તે પણ આદરે દિક્ષ;
ચઉનાણી સહુને દીએ, સારણાદિ અતિ શીખ. ૩
આચારંગ સુગડાંગને, ઠાણંગને સમવાય,
ભગવતી જ્ઞાતા કથા ગણે, વચ્છ મુનીને ભણાય. ૪
ઉપાસગ દશાંગને, અંતગડ આઠમો વામ;
અણુત્તર વવાઈ સુત્રને, પ્રશ્ન વ્યાકરણ એ નામ. ૫
વિપાક સુત્ર અગ્યારમો, બારમો દૃષ્ટિવાદ;
દ્વાદશાંગી શુત ખય કરે, વચ્છ તજી પરમાદ. ૬
ઈણી રીતે ભણતે થકે, દંપતિ રહે લયલીન;
ચઢતે પરીણામે કરી, તપજપ કીરીયા નવીન.

॥ઢાળ ૧૩ મી॥ દેશી॥ કેદારનશ્રી.

શ્રી વચ્છરાજ મુનીશ્વર સંયમ, આશ્રવ રોકી પાળેજી;
સુક્ષમ બાદર ત્રશને થાવર, દ્રવ્યાથી ચાર નિહાળેજી.
જયોજયો જ્ઞાનદિણંદ સાનંદ. ૧
દવ્વહતે ખટ જીવની કાયા, ક્ષેત્ર સહુ પ્રાણી પાનેજી;
ભાવ થકી તે રાગને દ્વેષે, કાળે દિવસને રાતેજી. જયો જયો૦ ૨
ક્રોધ લોભ ભય હાસે મરખા, લોક અલોક ન કહીએજી;
સરવ થકી છે અદિન્નાંદાણ, ખટભેદે પરહરીએ. જયો૦ ૩

‡ ૧ છ કાયારંભ્ય તે અભયદાન. ૨ સાત ક્ષેત્રે વાવરે તે સુપાત્ર દાન. ૩ અનાથને આપે તે અનુકંપા દાન. ૪ નાત જમાડે તે ઉચીત દાન. ૫ જશ બોલાવે તે કિર્તિદાન. ( એવં પંચ પ્રકારે દાન કહ્યાં છે).

દેવ મનુષ્ય તિર્યંચશરિરે, રૂપસ્વરૂપને દેખીજી;
ઉર્ધ્વ અધોને તીરછા લોકે, તજી એ વ્રત વિષેશીજી. જયો૦ ૪
છએ પ્રકારે પરિગ્રહ મુનીને, આવ્યા વિના નવી લીજેજી;
દશ વૈકાલીક સૂત્ર આલાવે, જીનવર એમ વદીજેજી. જયો. ૫
ચારે ભેદે રાત્રીભોજન, રસનો વખાણુ વીરમીએજી;
રાતે રાંધ્યો જે અસણાદીક, તે સુજનો નહીં જમીએજી. જયો. ૬
વચ્છ મુની એમ દૂષણ ટાળી, પાળે ચારીત્ર મન ભાવેજી;
શિવસુંદરી વરવાને કાજે, સમતાને ઘેર આવેજી. જયો. ૭
આઠ પ્રવચન માતા કેરા, ખોળા માંહે ખેલેજી;
ખાંતીતણે ખડગે કરી જોરે, મોહરાજા દળ ઠેલેજી. જયો. ૮
ગુરૂગમ શુધ્ધ કીરીયાને પાળી, વચ્છમુની સુધ્યાનેજી;
આયુષ્ય યથી કાળ કરીને, પહોંચ્યા, સ્વર્ગ વીમાનેજી. જયો. ૯
સૂર લોકે સુખ ભોગવી લેશે, માનવનો અવતારજી;
સંયમ પાળી કેવળ પામી, જાશે મોક્ષ મઝારજી. જયો. ૧૦
શ્રી શ્રી વચ્છભૂપતી ગુણ ગાયા, રચના પાવન કીધીજી;
પુન્ય ઉપર દઢ ચીત કરવા, ભવીને શીક્ષા દીધીજી. જયો. ૧૧
મોટાના ગૂણ ગાતાં લહીએ, નીત નીત મંગળ માળજી;
ચોથે ઉલ્લાસે તેરમી પૂરી, ઋખભવિજય કહી ઢાળજી. જયો. ૧૨

॥ દુહો. ॥

જે ગાશે જે સાંભળે તસઘર મંગળમાળ;
મિત્ર સનેહ સબળ તેને પામે સુખ વિશાળ. ૧

॥ઢાળ ૧૪ મી॥ દેશી॥ તમને કઇ ગોરી ગમશે રાજ.

તપ ગચ્છ માંહે દિનકર સરીખા, શ્રી સેનસુરી ગણુરાયા લાલ;
તાસ પટોધર તિલકસૂરીજી, જીનસાસન ગવરાયા લાલ. તપ૦ ૧
તેહની પાટ દીપાવણ હારા, શ્રી વીજયાણંદ સૂરીરાયા લાલ;
ગણનો મંડણ દુરીત વિહંડણ, પ્રણમું તેહનું પાયા લાલ. તપ૦ ૨
રિધ્ધીવિજય વાચક તસ પાટે, સોને હીરા જડીયા લાલ;
સત્તરે ભેદે ચોખે ચિત્તે, ચરણ સોપાને ચઢીયા લાલ. તપ૦ ૩
કુઅર વિજય શ્રુત નિત્ય અભ્યાસી, તેહને પાટે સોહાયા લાલ;
તાસ શિષ્ય રથીવિજય મનોહર, જ્ઞાન કળાએ સવાયા લાલ. તપ૦ ૪
આનંદવિજય અતિ સુંદર શોહે, સદગુરૂને મન ભાયા લાલ;

અવગુણ પાખેં સંઘની સાખે, નિજ પાટે પધરાયા લાલ. તપ૦ ૫
તસ પાટે સંવેગરસ ભીના, પ્રેમ વિજયજી થપાયા લાલ;
રામવિજય નર પરઉપગારી, ગુરૂના પાટ દીપાયા લાલ. તપ૦ ૬
ઋખભવિજય તસ શિષ્ય વદી જે, મેં વચ્છ ભૂપતિ ગુણ ગાયા લાલ;
સમુદ્રસૂરીને રાજે રચના, કરી ઘણે હરખ ભરાયા લાલ. તપ૦ ૭
આપ આનંદે ઉદ્યમ કીધો શ્રીગુરૂ ચરણ પસાયા લાલ;
સંવત અઢાર ને બાસીયા વર્ષ, શ્રાવણ માસને આયા લાલ તપ૦ ૮
ઉજવળ છઠ દિવસે ભૃગુવારે, ઢાળ છપ્પન કરી ધ્યાયા લાલ;
રતન ત્રઇ ગુણ મોટા દીઠા, એક અવતારી રાયા લાલ. તપ૦ ૯
ભોગી યોગી માંહે શુરો, દોય વિધ શત્રુ હઠાયા લાલ;
સંસારી સૂખ વિલસી પૂરા, તીણેં મેલી કંસુન ભયા લાલ. તપ૦ ૧૦
ચારીત્ર પાળી ચિત્ત અજુઆળ્યું, તજીયા મોહ કખાયા લાલ;
તસ ગુણમાળા કંઠે ધરતાં, નિર્મળ હોવે કાયા લાલ. તપ૦ ૧૧
નામને કાને શૂણતે ભવીયાં, જાવે બહુ પાપ પલાયા લાલ;
બારેજામાં રહી ચોમાસું, રાસ રસિક નીરમાયા લાલ. તપ૦ ૧૨
ચોથે ઉલ્લાસે મનસુ વીલાસે, ચૌદમી ઢાળ નિપાયા લાલ;
ઋખભવિજય કહે ભવીયણ શુણીએ,મંગળ પામી રમાયા લાલ. તપ.૧૩

॥ કળશ ॥

દાન શિયળ તપ ચોથો ભાવ, એ ચાર છે ભવજળ નાવ;
ચાર ઉલ્લાસે છપન ઢાળ, ભણતાં ગણતાં મંગળ માળ. ૧
સૂત્રે છે અનુયોગી દ્વાર, તે પ્રભૂ ભાખ્યા ચાર પ્રકાર;
તેમ ઉલ્લાસ મેં રચીયા ચાર, ઋખભવિજય કહે જયજયકાર. ૨

इति वच्छराज चरित्रे पुजाधिकारे प्राकृत प्रबंधे जलपन वारीआनयंनू १ यमराजाग्रहागमन २ मांत्रि निर्घाटण ३ देवलोके गमन ४ एभीचतुर्भी कलावृतो चतुर्थ प्रस्ताव. इति वच्छराजनो रास संपूणम्. श्री आदी जीनाय नमःगाथा १६२८ श्रीशांतीनाथायनमः

॥ श्रीश्रयोस्तु श्री श्री ॥

# आश्रय पत्र.

### ભાવનગર.

૩૫ શ્રી જૈનધર્મ પ્રસારક સભા.

### બારેજા.

૩૨ શ્રીજૈનબાળ જ્ઞાનોદય સભા.

૧ શા. ઉમેદભાઈ અમીચંદ.

૧ શા. નગીનદાશ લખમીચંદ.

### નવાગામ.

૧ શા જેશંગભાઈ પાનાચંદ.

૧ શા. જેઠાભાઇ હેમચંદ.

૧ શા. પુંજાભાઈ ચોભાણુદાસ.

૧ શા મગનલાલ મલુકચંદ.

૧ શા. નગીનભાઇ કેસરીસંઘ.

### ટેબા.

૧ શા. રવચંદ ફુલચંદ.

૧ શા. ખેમચંદ ફુલચંદ.

૧ મહેતા દેવચંદ જેશંગભાઈ.

### બીડજ.

૧ શા. ફુલચંદ ધનજી.

૧ શા. દોલચંદ રાયચંદ.

૧ શા. સુંદરજી પાનાચંદ.

### જેતલપુર.

૨ શા. અનોપચંદ ચોભણુદાસ.

૧ શા. ધના પાનાચંદ.

૧ શા. હીરાચંદ જીવરાજ.

### કનીજ.

૨ શા. હીરાચંદ મલુકચંદ.

૨ શા. બીખાભાઈ કેવળચંદ તરફથી શા. હીરાચંદ મલુકચંદ.

### લાલી.

૧ શા. મલુકચંદ જીવરાજ.

### અસલાલી.

૧ શા. હેમચંદ માનચંદ.

### નંદાસણ.

૩ શા. નગીનદાશ કેસવજી.

### મહીજડા.

૧ શા. કસ્તુર પુરૂષોતમદાશ.

### દેગામડા.

૧ શા. હેમચંદ રવચંદ.

### મહીજ.

૧ શા. નાથાભાઇ સાકળચંદ,

૧ શા. નાથાભાઇ જેશંગ.

૧ શા. પોપટ નથુભાઈ.

### જમરઠા.

૧ શા. કાલીદાશ બહેચર.

૧ શા. મોકમ કુબેર.

૧ શા. પાનાચંદ કુંવરજી.

### ધોરાજી.

૨ શ્રી જૈનજ્ઞાન પ્રવર્તક મંડળીના મંત્રી. જાદવજી રવજી.

### બદરખા.

૧ શા. ભીખાભાઈ ધરમચંદ.

૧ શા. જેશંગ મુળચંદ.

૧ શા. ગોડીદાશ અમરચંદ. તરફથી જીવરાજ હઠીસંઘ.

### માણસા.

૨ શા. હાથીભાઇ મુળચંદ.

૨ શા. જેઠારામ પુરૂષોત્તમદાશ.

૨ શા. ઉગરચંદ કરમચંદ.

૨ શા. દલીચંદ માણેકચંદ.

૧ શા. હરીચંદ ભગાજી.
૧ શા. નહાલચંદ વહાલચંદ.

અમદાવાદ.

૧ શા. પોપટલાલ ફતેચંદ.
૧ શા. ખેમચંદ કાળીદાશ.
૧ શા. ચુનીલાલ નથુભાઈ.
૧ શા. મફા પોચાભાઈ.
૧ શા. મોસન ન્યાલચંદ.
૧ શા. ખેમચંદ રતનચંદ.
૧ શા. ચુનીલાલ ગોકળદાસ.
૧ શા. રતનચંદ હુકમચંદ.
૧ શા. ચુનીલાલ મુ.મુંબાઈ બંદર.
૧ શેઠ ડાહ્યાભાઇ ચુનીલાલ.
૧ શા. મોતીલાલ દોલત.
૧ શા. રતનચંદ ગીરધર.
૧ શ્રીઆઘ જૈનધર્મ પ્રવર્તક સભા.
૧ શા. શીવલાધ અમીચંદ.
૧ શા. ભોળા ચુનીલાલ દલાલ.
૧ શા. રતનચંદ રગજી.
૧ શા. ભીખાભાઇ દેવચંદ.
૧ શા. ડાહ્યાભાઇ કરમચંદ.
૧ માસ્તર અચરતલાલ.
૧ શા. ચુનીલાલ મનસુખ.
૧ શા. મોહનલાલ.
૧ શા. બુધા રતનચંદ.
૧ શા. ગોકળદાસ જમનાદાસ.



